# અનુક્રમણિકા



સ્વ. શેઠ શ્રી જીવણલાલ વિઠલદાસ મધવાણી

જન્મ : તા. ૨૮-૪-૧૯૧૮ અવસાન : તા. ૪-૧૦-૬૩

# નિવાપાંજલિ

જીન્જા નગરની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં શેઠ શ્રી જીવણલાલ વિઠ્ઠલદાસ મધવાણી હરહંમેશ અગ્રસ્થાને રહેતા. નાટ્યકલાની કે સાહિત્યની, સંગીતની કે કલાપ્રદર્શનની કોઇ પણ પ્રવૃત્તિ હોય તેમાં સ્વર્ગસ્થ જીવણલાલ હાજરી આપી ઉદાર હાથે સખાવત કરી, આવી જીવનને ઉજ્જવલ અને ઉન્નત બનાવતી પ્રવૃત્તિઓને અનેરો વેગ આપતા.

જીન્જા નગરી એટલે ઉદાર અને સખી દિલના ગૃહસ્થો જેમાં વસે છે તેવી પૂર્વ આફ્રિકાની અલકાપુરી. એ પુણ્યતીર્થે જ્યાં પૂજ્ય ગાંધી બાપુનાં અસ્થિ માતા નીલ ગંગાના ખોળે પધરાવવામાં આવ્યા હતાં, તે નગરીના જીવણલાલ એક અગ્રગણ્ય ઉદ્યોગપતિ હતા તેટલું જ નહિ પરંતુ લબ્ધપ્રતિષ્ઠ સસ્કારમૂર્તિ હતા. પ્રભુપરાયણ, નિર્લોભી અને નિસ્પૃહી એવા શ્રી જીવણલાલે દુન્યવી નામના માટે કદી પરવા કરી નથી કે ખોટી વાહવાહ બોલાવવા તેમણે કદી કોઈ પ્રવૃત્તિ આદરી નહોતી. છતાં કોઇ પણ મંગલકારી પ્રવૃત્તિમાં તન, મન અને ધનથી તેમણે સહકાર આપવામાં પાછું વાળી જોયું નથી.

આવા શેઠશ્રી જીવણલાલનું તા. ૪-૧૦-૧૯૬૩ ના શુક્રવારે બપોરે જમ્યા પછી એકાએક અવસાન થવાથી તેમનાં સગાંવહાલાંને જ નહિ પણ યુગાન્ડામાં વસતાં સર્વ હિન્દી ભાઈ-બહેનોને ઘણો મોટો આઘાત લાગ્યો. પિસ્તાળીસ વરસની યુવાન વયે શ્રીયુત જીવણલાલના એકાએક થયેલા સ્વર્ગવાસથી જેઓ તેમના પરિચયમાં આવ્યા હતા તે સર્વનાં અંતર અશ્રુથી ભરાઈ ગયાં.

કોઈ પણ સાંસ્કૃતિક પ્રવૃત્તિમાં જ્યારે શ્રી જીવણલાલ અને તેમનાં પ્રેમલ કાર્યદક્ષ અને બુદ્ધિશાળી પત્ની શ્રીમતી નિર્મળાબેનનો સહકાર માગીએ તો તેઓ બંને સદા સર્વદા હસતા મુખડે અને આનંદિત હૈયે સહકાર આપે. આવા શ્રી જીવણલાલનો અવસાનથી અનેક જાહેર સંસ્થાઓ કે જેમને તેઓ સહકાર આપતા તેમને ભારે ખોટ પડી છે.

સાહસિક ભક્તિભીના ઉદાર અને પૂર્વ આફ્રિકાના વિખ્યાત શેઠ વિઠલદાસ હરિદાસ મધવાણીના એ પનોતા પુત્ર થાય. પિતાના પગલે ચાલી સ્વર્ગસ્થ જીવણલાલે પણ અનેક ઉદાર સખાવતો આપી જાહેર કાર્યમાં મોટો ફાળો નોંધાવ્યો છે.

તેમની નાનીમોટી સખાવતો ગણાવતાં પાર આવે તેમ નથી. ધનિક હોવા છતાં કૃપણ મનવાળા સંકુચિત ધનવાનોને માર્ગદર્શન માટે થોડી ઘણી વિગત લખ્યા સિવાય રહી શકતા નથી.

(૧) શી. ૧,૨૫,૦૦૦ પૂજ્ય ગાંધી બાપુના સ્મરણમાં બંધેલી મેમોરિયલ કોલેજ, નાઈરોબી.
(૨) શી. ૭૫,૦૦૦ વલ્લભદાસ વિઠલદાસ બોર્ડિંગ હાઉસ, જીન્જા
(૩) શી. ૧૮,૦૦૦ લોહાણા બોર્ડિંગ હાઉસ પોરબંદર.
(૪) શી. ૧૫,૦૦૦ મહિલા વિકાસ ગૃહ, રાજકોટ.
(૫) શી ૧૫,૦૦૦ બૃહદ ભારતીય સમાજ. મુંબઈ.
(૬) શી. ૧૨,૦૦૦ લોહાણા હાયર એજ્યુકેશન બોર્ડિંગ હાઉસ, મુંબઈ.
(૭) શી. ૮,૦૦૦ આર્ય સમાજ, મોમ્બાસા.
(૮) શી. ૭,૫૦૦ ટાઉન હૉલ, જીન્જા.
(૯) શી. ૭,૫૦૦ કાનબાઇ કન્યા શાળા.
(૧૦) શી. ૩,૫૦૦ કમુલી સ્મશાનભૂમિ, કમુલી
(૧૧) શી. ૩,૨૦૦ ગુજરાતી સાહિત્ય સંમેલન, જીન્જા,

આ ઉપરાંત તેમણે અનેક નાના મોટા પ્રસંગોએ સંસ્થાઓને તેમનો સખી હાથ લંબાવી વિનાસંકોચે મદદ કરી છે.

શ્રી જીવણલાલ સાહિત્ય, સંગીત અને ચિત્રકલાના રસિક હતા. તેમનું ભવન સુન્દર પુસ્તકાલય અને કલામય ચિત્રોથી હંમેશાં શોભે છે. ભારતના અને યુરોપના પ્રશસ્ત ચિત્રકારોની કલાકૃતિઓ તેઓના સંગ્રહમાં શોભે છે.

પ્રભુએ આપેલી લક્ષ્મી અને સંપત્તિનો સદુપયોગ કરવામાં એ હંમેશ સજાગ રહેતા. આથી જ તેઓ અન્યને મદદ કરવા તત્પર રહેતા. તેઓ નમ્રતાથી સર્વસાથે હળીમળી રહેતા છતાં, કોઈની ખોટી શેહમાં ખેંચાઈ જવાની દુર્બલતા કે ખોટું સહન કરી લેવાની તૈયારી તેમનામાં નહોતી.

તેમનાં અનેક શુભકાર્યોનાં સાથી તેમનાં પત્ની શ્રીમતી નિર્મળાબેન આજે જીવનરાહે એકલાં પડી ગયાં છે પરંતુ અમને સર્વને ખાત્રી છે કે તેમની દૃઢતા, ચાતુરી, કાર્યદક્ષતા અને કર્તવ્યની જાગૃતિ તેમના પતિનાં અધૂરાં કાર્યો પૂર્ણ કરવામાં તેમને મદદરૂપ બનશે. પતિના અવસાનથી શ્રીમતી નિર્મળાબેનના માથા ઉપર અસહ્ય બોજો પડયો છે. તેમનું ઉર કરુણાના ઉષ્ણ અશ્રુથી છલકાય છે પરંતુ 'દુઃખેષુ અનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહાઃ' ભગવાન કૃષ્ણચંદ્રે બોધેલા ગીતાના ઉપદેશ મુજબ દુઃખમાં મનને ઉદ્વિગ્ન બનાવ્યા સિવાય સુખમાં નિસ્પૃહી બની કર્તવ્ય બજાવવું એનું જ નામ માનવજીવનનું સાર્થક્ય. શ્રીમતી નિર્મળાબેનમાં કર્તવ્ય બજાવવાની પ્રભુ પ્રેરિત શક્તિ છે અને આથી જ તેમના પરિચયમાં આવનારને પ્રતિતી થાય છે કે સ્વર્ગસ્થ જીવણલાલનાં અધૂરાં કાર્યો શ્રીમતી નિર્મળાબેન અસહ્ય યાતનાઓમાંથી પસાર થતાં હોવા છતાં સંપૂર્ણ કરશે.

શ્રી જીવણલાલનો જન્મ સૌરાષ્ટ્રના ગામ રાણાવાવમાં તા. ૨૮–૪–૧૯૧૮ ના રોજ થયો હતો. પ્રાયમરી અને સેકન્ડરી અભ્યાસ પૂરો કરી તેઓ મુંબઈની સેન્ટ ઝેવિયર કોલેજમાં દાખલ થયા. તેમના પિતાના બહોળા ઉદ્યોગોને સંભાળવા અભ્યાસ અધુરો મૂકી ઈન્ટર આર્ટસમાંથી જ યુગાન્ડા આવવાની ફરજ પડી. તેમણે તેમની ધંધાની કુનેહથી પિતા પાસેથી મળેલી સંપત્તિમાં સારો એવો વધારો કર્યો. આવા સાહિત્યસંગીત અને કલાપ્રેમી ઉદ્યોગપતિના અકાળે થયેલા અવસાનથી યુગાન્ડાની એશિયનકોમે એક અગ્રગણ્ય નાગરિક ગુમાવ્યો છે. આથી જ તેમની સ્મશાનયાત્રામાં હજારોની સંખ્યામાં માનવમેદનીએ વિશાદભર્યા હૈયે હાજરી આપી કરુણરત શોક પ્રદર્શિત કર્યો.

આજે સ્વર્ગસ્થના જીન્જામાં આવેલા કલાભર્યા ભવનમાં 'નિરાંત' ઉપર શોકનું ઘેરું વાદળ છવાયું છે. જ્યાં સ્વર્ગસ્થ જીવણલાલ અને શ્રીમતી નિર્મળાબેન પરોણાઓનું ભાવભર્યું સ્વાગત

કરતાં, જ્યાં મનુષ્યજીવનને ઉન્નત કરતી, ઊર્ધ્વગામી સંસ્કારપ્રવૃત્તિ ઓની રસભરી ચર્ચા થતી ત્યાં કેવું દુઃખમય, અંતર ચીરતું વાતાવરણ પ્રવર્તી રહ્યું છે. એક સજ્જન પુરુષના મુખેથી પૃથ્વીપટે કેવો વિષાદ ઉદ્દભવે છે !

આવા દુઃખમય વિકટ સંજોગો સહન કરવાનું વસમું છે. પરંતુ પ્રભુ શ્રીમતી નિર્મળાબેનને અચાનક આવી પડેલી આફત સહન કરવાની શકિત આપે એવી અમારી પ્રાર્થના છે. સદ્દભાગ્યે સ્વર્ગસ્થ જીવણલાલના ભાઈ શ્રી પ્રવીણભાઈ પણ એવા સંસ્કારી અને અન્યને મદદ કરવામાં સદા તત્પર પુરુષ છે. એ જ રીતે તેમના સ્વર્ગસ્થ ભાઇ વલ્લભદાસના પુત્રો પણ ઉમદા ખેલવાળા યુવાનો હોઇ સ્વર્ગસ્થ વિઠ્ઠલદાસ હરિદાસના ઉદાત્ત અને ઉન્નતિકર વારસાને જરૂર જારી રાખશે અને આગે બઢાવશે.

અંતમાં ગુજરાતી સાહિત્યમંડળના સર્વ સભ્યોની એક જ પ્રાર્થના છે કે સ્વર્ગસ્થ જીવણલાલના અકાળે થયેલા અવસાનથી આવી પડેલી આફત સહન કરવાની શકિત તેમનાં ગુણિયલ અને ગૌરવવંતાં પત્ની નિર્મળાબેનને સર્વશકિતમાન પરમેશ્વર આપે... સ્વર્ગસ્થના આત્માને પરમ શાન્તિ મળે.

આ સાહિત્ય સંમેલન સ્મૃતિ અંક સ્વર્ગસ્થ જીવણલાલને અર્પણ કરતાં ગુજરાતી સાહિત્ય મંડળ આનંદ અને ગૌરવ અનુભવે છે, અને આ સ્મૃતિ અંક જીંજાની સાહિત્ય પ્રવૃત્તિની તવારીખમાં, સ્વર્ગસ્થને ચિરંજીવ રાખશે. સ્વર્ગસ્થ જીવણલાલ સાહિત્યના ઉપાસક હતા આથી અમને સર્વને શ્રદ્ધા છે કે અમારી આ સાહિત્યની અંજલીથી તેમના આત્માને સ્વર્ગીય આનંદ પ્રાપ્ત થશે, રૂપાંતર પામેલું દિવ્ય જીવન અમોઘ ઉલ્લાસથી અનંતના સાનિધ્યમાં પાંગરી ઊઠી મઘમઘ મહેકી ઊઠશે.

હરિપ્રસાદ પૂનમચંદ જોષી
કૌશિકાબહેન કલાર્ક
સંપાદકો



ડાબી બાજુથી પહેલી હરોળ : [૧] શ્રીમતી નિર્મળાબહેન મઘવાણી માનવંતા મહેમાનોનાં યજમાન ગૃહિણી [૨] શ્રી કૌશિકાબહેન કલાર્ક [મંત્રિણી]

બીજી હરોળ : [૧] સ્વ. શેઠ શ્રી જીવણલાલ મઘવાણી (યજમાન) [૨] શ્રી પીતાંબર પટેલ [૩] શ્રી ઈશ્વર પેટલીકર [૪] ઇશ્વરભાઈ દવે

ત્રીજી હરોળ : [૧] ચિ. જવાહર મઘવાણી [૨] શ્રી પન્નાલાલ પટેલ [૩] શ્રી હરિપ્રસાદ

# સંપાદકોના બે-બોલ

જિન્જાના ગુજરાતી સાહિત્ય મંડળના આશ્રય હેઠળ તા. ૨૩ અને ૨૪ મી જૂન ૧૯૬૨ ના રોજ નીલગૈયાને કિનારે વસેલા જિન્જાને આંગણે સમસ્ત પૂર્વ આફ્રિકા ગુજરાતી સાહિત્ય સંમેલન યોજાયું હતું. જિન્જા નગરીના ઇતિહાસમાં આ દિવસો અમર બની રહેશે. ગુજરાતી સાહિત્યના હાસ્યરસિક લેખક શ્રી જ્યોતીન્દ્ર દવેના પ્રમુખ પદે સંમેલન ભરાયું હતું. ભારતથી પધારેલા નાટ્ય-લેખક શ્રી. ચંદ્રવદન મહેતા, 'સંસાર' માસિકના તંત્રી, સામાજિક કાર્યકર અને જાણીતા વાર્તાકાર શ્રી ઈશ્વર પેટલીકર જાણીતા નિષ્ઠાવાન નવલકથાકાર શ્રી પન્નાલાલ પટેલ અને ઉત્સાહી વાર્તાકાર શ્રી પીતાંબર પટેલ વગેરે હાજર રહ્યા હતા.

જિન્જાની ગવર્નમેન્ટ સેકંડરી સ્કૂલના મનોહર ઉદ્યાનમાં આ સંમેલન યોજવામાં આવ્યું હતું. શાળાના મુખ્ય હરિયાળા ચોગાનમાં કલાત્મક મંડપ બાંધવામાં આવ્યો હતો. પતાકાઓ લહેરાઇ રહી હતી. તોરણો શોભા રહ્યાં હતાં. સુગંધિત પુષ્પોની સોરભ વાતાવરણમાં મહેકી રહી હતી. તેમ જ કુદરત પણ આ સંમેલનને સફળ બનાવવા ઇચ્છતી હોય તેમ મધ્યાહ્ન સમયનો તાપ સંકેલી લઈ હવામાન પણ ઠંડક ભર્યું અને સ્ફૂર્તિમય બન્યું હતું. સમય થતાં મંડપમાં માનવમેદની જામતી હતી. ગુજરાતી ભાષી જનતા એક હજારની સંખ્યા કરતાં પણ વધુ પ્રમાણમાં ઉપસ્થિત થઇ હતી. જિન્જા, કંપાલા, મ્બાલે, કકીરા અને લુગાઝી વગેરે સ્થળોએથી સાહિત્યરસિકોએ હાજર રહી સાહિત્યરસની લ્હાણ લૂંટી હતી. વ્યાપારીઓ, બહેનો અને વિદ્યાર્થીઓની સારી સંખ્યા દૃષ્ટિગોચર થતી હતી.

કાર્યક્રમની શરૂઆત થાય તે પહેલાં મોંઘેરા મહેમાનોને સ્કાઉટ તરફથી સલામી આપવામાં આવી હતી. ત્યારબાદ સંમેલનની શરૂઆત કંપાલાવાસી શ્રીમતી નિરંજના દેસાઇના સરસ્વતીસ્તવનથી થઇ હતી. પરમ પૂજ્ય શ્રી ૧૦૦૮ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય પણ અમારા સદ્‌ભાગ્યે સંમેલનમાં હાજર હતા. તેઓશ્રીએ આશીર્વચનો પાઠવી વાતાવરણને સાત્ત્વિક બનાવ્યું હતું. સાહિત્યનો જનતા પર કઇ રીતે પ્રભાવ પડે છે તે વિષે હિન્દીમાં ટૂંકું પણ વેધક પ્રવચન કર્યું હતું. સંસ્કૃતના કવિવર શ્રી કાલીદાસને અનુલક્ષી અનેક મનનીય દ્દષ્ટાંતો આપ્યાં હતાં.

ત્યારબાદ જિન્જા ગુજરાતી સાહિત્ય સભાના પ્રમુખ શ્રી ટી. પી. સૂચકે પ્રસંગોચિત પ્રવચન કર્યું હતું. શ્રીમતી ભાનુબહેન કોટેચાએ સ્વાગતાધ્યક્ષા તરીકે મહેમાનોનું હાર્દિક સ્વાગત કરી મનનીય પ્રવચન કર્યું હતું. જિંજા ગુજરાતી સાહિત્ય સભાના મંત્રી શ્રી. હરિપ્રસાદ પૂનમચંદ્ર જોષીએ સંસ્થાનો ટૂંક અહેવાલ રજૂ કર્યો હતો. ત્યારબાદ સંમેલન મંત્રી શ્રી. હરિપ્રસાદ જોષીએ સંમેલનના ઉદ્‌ઘાટન માટે શ્રી જીવનલાલ વિઠ્ઠલદાસ માધવાણીને વિનંતી કરી હતી. ઉદ્‌ઘાટન પ્રવચનમાં તેઓશ્રીએ સાહિત્યકારોને ભારતથી અત્રે પધારી સંમેલન શોભાવવા માટે અભિનંદન પાઠવ્યાં હતાં અને સંમેલનની કાર્યવાહી શરૂ થઇ હતી.

સંમેલનની સફળતા ઇચ્છતા સંદેશાઓ ભારતથી તેમજ પૂર્વ આફ્રિકાનાં અન્ય શહેરોમાંથી આવ્યા હતા. શ્રી હરિપ્રસાદ જોષીએ મુખ્ય સંદેશાઓનું વાંચન કર્યું હતું. ગુજરાતી ભાષાના પીઢ સાક્ષર શ્રી કાકા સાહેબ કાલેલકર, જાણીતા નવલકથાકાર શ્રી કનૈયાલાલ મુનશી, પ્રખર વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રથમ પંક્તિના કવિ

શ્રી ઉમાશંકર જોષી અને જાણીતા હાસ્યરસિક લેખકશ્રી ધનસુખલાલ મહેતા વગેરેના મુખ્ય સંદેશાઓ ભારતથી આવ્યા હતા.

સાહિત્યકારોની ઓળખાણ શ્રી. પીતાંબર પટેલે તેમની લાક્ષણિક સરળ શૈલીમાં આપી હતી. અને પધારેલા દરેક સાહિત્યકારનો પરિચય જિન્જાની જનતાને આપ્યો હતો.

આ સંમેલન પ્રસંગે રંગોળી હરીફાઈ, ચિત્રોનું કલા પ્રદર્શન તથા વિવિધ મનોરંજન સાંસ્કૃતિક કાર્યક્રમ પણ યોજાયો હતો.

રંગોળી હરીફાઈમાં સોળ બહેનોએ ભાગ લીધો હતો. રંગોળી પ્રદર્શનનું ઉદ્ઘાટન શ્રીમતી લલિતાબહેન ચંદુભાઈ પટેલના હસ્તે થયું હતું. નિર્ણાયક સમિતિમાં શ્રીમતી મદાલસાબહેન સ્વસ્તિક, શ્રીમતી નિર્મળાબહેન જીવણલાલ માધવાણી, શ્રીમતી ઇન્દુબહેન અસ્થાના, શ્રીમતી વિદ્યાબહેન ગિરધરલાલ નથવાણી, શ્રીમતી કે. જી. કોર્ડ અને શ્રીમતી ચતરય હતાં. હરીફાઈની મુખ્ય ત્રણ વિજેતા બહેનોને પારિતોષિક એનાયત કરવામાં આવ્યાં હતાં. કુમારી કીર્તિબહેન મહેતા (પ્રથમ), શ્રીમતી સુમતિબહેન હ. અમીન (દ્વિતીય), શ્રીમતી નલિનીબહેન નથવાણી (તૃતીય).

ત્યારપછી ગુજરાતના બાળકેળવણીકાર સ્વર્ગસ્થ શ્રી ગિજુભાઈનાં પુત્રી અં. સૌ. સુશીલાબહેન ભટ્ટનાં કલાત્મક ચિત્રોનું કલાપ્રદર્શન માનનીય શ્રી. સી. કે. પટેલના શુભ હસ્તે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. જિન્જાના વિદ્યાર્થીઓએ આલેખેલાં ચિત્રોનો પણ વિભાગ હતો. વિરામ બાદ સાહિત્યકારોએ ટૂંક પ્રવચનો હતાં, જેમાં શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પોતાની લાક્ષણિક શૈલીથી જનતાને હાસ્યમાં તરબોળ કરી, સાહિત્ય અને સાહિત્યકારના ધર્મ વિષે મર્મસ્પર્શી પ્રવચન કર્યું હતું.

આ રીતે શનિવારની કાર્યવાહી આનંદ અને ઉલ્લાસ વચ્ચે સમાપ્ત થઇ હતી.

તા. ૨૪-૬-૧૯૬૨ રવિવારના રોજ સંમેલનનો બીજો દિવસ શરૂ થયો હતો. રજાનો દિવસ હોવાથી માનવમેદની વિપુલ પ્રમાણમાં ઊમટી હતી. શ્રીમતી નિરંજના દેસાઈના સરસ્વતીસ્તવનથી આજના કાર્યનો આરંભ થયો હતો. ત્યારબાદ શ્રી. પૂનમચંદ શાહે "ગુજરાત મોરી મોરી રે"નું ગીત ગાયું હતું.

ત્યારબાદ ક્રમાંકે જિલ્લાના શ્રી. પંડિતરાવ રાવલે ઇમીગ્રેશન ધારાપુરાણ, કંપાલાના શ્રી. શિવાભાઇ એસ. પટેલ 'ગુર્જરી ગિરા'નું નિબંધ વાચન શ્રી. પુરુષોત્તમભાઇ ભોજાણીએ કાવ્યગાન, શ્રી જગન્નાથ બી. ઓઝાએ 'સાહિત્ય અને સાહિત્યકાર' ઉપર શ્રી જયંતકવિ રચિત 'સ્વ. કવિવર નાનાલાલને અર્ધાંજલિ'નું કાવ્ય, કુમારી કાંતાબહેન દવેએ અનેશ્રી. હસમુખભાઈ દેસાઈએ 'ગુજરાતી કવિતાના અદ્યતન પ્રવાહો' પર નિબંધ વાચન કર્યું હતું. પ્રત્યેક વક્તાએ વિષયોની સુંદર છણાવટ કરી હતી. ત્યારબાદ શ્રી ઈશ્વર પેટલીકરે નવલકથા કે વાર્તાનો દુઃખાંત શા માટે? એ વિષે વાચકો જે અનેકવિધ સવાલો કરે છે તે પર પ્રકાશ પાડતાં જણાવ્યું કે નવલકથા એ સત્યનારાયણની કથા નથી કે જેનો હરહંમેશ સુખાંત જ આવે. આધુનિક લેખકો સાહિત્ય-સૃષ્ટિ સર્જે છે. વિષયનો વિસ્તાર કરતાં તેમણે જણાવ્યું કે વાર્તાના વાચન પછી તેનો ગર્ભિત ધ્વનિ સમજવા પ્રયત્ન કરવો જોઈએ. સમાજની રૂઢિને લઇને કોઇને મરવું પડે તેમાં વાંક વ્યક્તિનો નહીં, સમાજનો છે, તેથી સમાજને સુધારવો જરૂરી છે. સુંદર ને વેધક દલીલો ને દૃષ્ટાંતો સાથે શ્રી પેટલીકરે નવલકથા કે વાર્તાનો અંત લેખક કઇ દૃષ્ટિને સમક્ષ રાખી લાવે છે, તે સમજાવવા પ્રયત્ન કર્યો હતો. તે ઉપરાંત ગુજરાતી ભાષાનું ભાવિ ઉજ્જવલ છે તેવું દર્શાવતું

આશાસ્પદ ચિત્ર રજૂ કર્યું હતું. સાહિત્યકારોની પ્રગતિ માત્ર, અભ્યાસથી નહીં પણ સ્વબળ ને આત્મ-પ્રેરણાથી થતી હોય છે.

ત્યારબાદ શ્રી પન્નાલાલભાઇ પટેલે પોતાની મધુર તળપદી શૈલીમાં પોતે સાહિત્યકાર કેવી રીતે થયા તે વિષે ટૂંકમાં જણાવ્યું. સાહિત્યકાર બનવાનું એમને માટે સહજ બન્યું હતું. વાર્તા કેમ સૂઝે છે, જીવનના નાના મોટા પ્રસંગોમાંથી તેનું ઉદાહરણો સહિત વર્ણન કર્યું. અંતમાં 'જિન્જા ની મહેમાનગીરી ચાખી આવ્યો વાલમિયો'ના લોકગીત સાથે પ્રવચનની સમાપ્તિ કરી.

સંમેલનના પ્રમુખ શ્રી જ્યોતીન્દ્રભાઈ દવેએ 'હું સાહિત્યકાર કેમ થયો' તે વિષે પોતાની હળવી તેમજ રસાળ બાનીમાં જનતાને જકડી રાખી, આનંદિત બનાવી. સાહિત્યમાં કાવ્યની મહત્તા બતાવતાં કહ્યું કે કાવ્ય લખવું એ ઇશ્વરદત્ત શક્તિ છે–એ માટે આંતરપ્રેરણા અને પ્રતિભા મળે તેમજ એ શક્તિ વિકસે છે. પરંતુ એ વારસાગત નહીં ઊતરતી દિવ્ય શક્તિ છે. આજના હાસ્યરસિક લેખક બનતાં પહેલાં એમણે કાવ્ય, નાટક અને વાર્તા પર હથોટી બેસાડવા પ્રયત્ન કર્યો હતો. તે ખૂબ જ સુંદર અને હળવી શૈલીમાં અનેક દૃષ્ટાંતો સાથે જણાવ્યું હતું.

ત્યારબાદ તાજેતરમાં સદ્‌ગત થયેલા સાહિત્યકારો જેવા કે આજીવન કેળવણીકાર શ્રી નાનાભાઇ ભટ્ટ શ્રી પ્રહ્‌લાદ પારેખ, શ્રી શયદા, શ્રી રમણલાલ યાજ્ઞિક, શ્રી સાલિક પોપટીઆ, અને જિન્જામાં રહી સાહિત્યોપાસના કરનાર શ્રી ગુલામહુસેન જીવરાજ હ. ફરહાદને અંજલિ આપતો, માતૃભાષા ગુજરાતીનું ભાષાજ્ઞાન વિકસે તે માટે ભારતની ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા સંચાલિત આસ્વાદ સંસ્કાર અને 'દીક્ષા' પરીક્ષાઓ અંગેનો; યુગાન્ડા બ્રૉડકાસ્ટિંગ સર્વિસે ગુજરાતી

ભાષાના કાર્યક્રમને સ્થાન આપવા અંગેનો, પૂર્વ આફ્રિકાની ભિન્નભિન્ન સંસ્થાઓ સંયોજન કરતી કેન્દ્રીય સંસ્થા સ્થાપવાનો અને અંતમાં પૂર્વ આફ્રિકાની એશિયન પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમા ગુજરાતી ભાષાનું મહત્ત્વ આપવા માટેનો–આમ વિવિધ વિષયોને અનુલક્ષી, સર્વાનુમતે ઠરાવો, પસાર કરવામાં આવ્યા હતા.

મ્બાલેના શ્રી રમણીક પટેલ નારીને અનુલક્ષીને શૃંગાર રસનાં કાવ્યો વિષે સુંદર ચર્ચાપૂર્ણ લેખ રજૂ કર્યો હતો. શ્રી ચંદ્રવદન મહેતાએ યુગાન્ડા બ્રોડકાસ્ટિંગ સર્વિસ પર ગુજરાતી ભાષાના કાર્યક્રમને સ્થાન અપાવવામાં શું શું કરવું જોઇએ તે માટે પોતાના રેડિયો દિગ્દર્શક તરીકેના અનુભવો પરથી પ્રજાને માર્ગદર્શન આપ્યું હતું. તેમણે નાટક કરનાર તેમજ એમેચ્યોર નાટકકારો અંગેનું વિવેચન પોતાની વિશદ શૈલીમાં સચોટ ભાષામાં કર્યું હતું. ફિલ્મઉદ્યોગનો વિકાસ નાટ્યપ્રવૃત્તિમા અવરોધક બનતો નથી. આપણે નાટકની વિકૃતિ ન કરવી જોઇએ.

આ કળાનો સમજણપુર્વક વિકાસ સાધવો જરૂરી છે. ઉત્તમ નાટકો રજૂ કરવા માટે પાત્રોએ અભિનયકળા સિદ્ધ કરવી રહેશે.

શ્રી પીતાંબરદાસભાઈ પટેલે પોતે આકસ્મિક લેખક નથી બન્યા પરંતુ સ્વપ્રયત્નથી લેખક તરીકે ઉત્તરોત્તર પ્રગતિ કેવી રીતે સાધી તેની રજૂઆત કરી હતી. કોઇપણ કલાકૃતિ જીવનનું રહસ્ય તેમ જ જીવનનું સૌંદર્ય સ્ફૂટ કરે છે. આ રહસ્ય તમે કેવી રીતે રસાળ શૈલીમાં જનતા સમક્ષ રજૂ કરી શકો તેનું નામ શૈલી. ઉત્તમ સાહિત્યનું સર્જન કરવા માટે યોગ્ય માર્ગદર્શન, પ્રતિભાશક્તિનો વિકાસ અને ઈશ્વરદત્ત પ્રેરણાની આવશ્યકતા છે. નવોદિત લેખકોને સલાહ આપતાં તેઓશ્રીએ ઉમેર્યું કે લેખકે વાચન, સમજણ, અભ્યાસ અને મનનની જરૂરિયાત પર ધ્યાન આપવું જોઇએ. લેખકે ઉત્તમ સાહિત્ય સર્જન

માટે સાધના, આરાધના ને ઉપાસના કરવી પડશે. પૂર્વ આફ્રિકાના લેખકોને ઉત્સાહિત કરતાં તેમણે સંબોધ્યું કે પૂર્વ આફ્રિકાની ધરતી કુંવારી છે. આ ધરતીનો ધબકાર, ભૂમિની ચેતના, કાળી ચામડીમાં રહેલું જીવન સૌંદર્ય તેમ જ જીવન અનુભવોને અક્ષર દેહ આપવા પ્રોત્સાહિત કર્યા. આ ધરતીમાં વિપુલ પ્રમાણમાં કથાવસ્તુ પડેલી છે.

અંતમાં પ્રમુખ પદેથી સંબોધતાં શ્રી જ્યોતીન્દ્રભાઈએ જણાવ્યું કે સાહિત્યનું સર્જન એ કોઈનો ઈજારો નથી. સરસ્વતી કુંવારી છે અને તેથી જ તેને પ્રાપ્ત કરવા દરેકે પુરુષાર્થ કરવા જોઈએ. સામાન્ય માનવી પણ સાહિત્ય સર્જન કરવા સમર્થ છે. કૃતિને ઓળખો, આકૃતિને નહીં. સાહિત્ય જીવનનું પ્રતિબિંબ છે. સાહિત્યનું પ્રયોજન જીવનની સ્થૂલ જરૂરિયાતો પૂરી પાડવા માટે નથી. સાહિત્યના વાંચનથી જીવનની સૂક્ષ્મ જરૂરિયાતો સંતોષાતી હોય છે. બ્રહ્માનંદની પ્રાપ્તિ એમાંથી સાંપડે છે.

કાર્યસમાપ્ત કરતાં પહેલાં ગુજરાતી સાહિત્ય મંડળનાં ઉપાધ્યક્ષા શ્રીમતી નિર્મળાબહેન ભટ્ટે સંસ્થા તરફથી પધારેલા લેખક મહેમાનોને ભેટ અર્પણ કરી હતી. આ સભાના પ્રમુખ શ્રી ટી. પી. મૂચકે નીચેની વ્યક્તિઓ તેમ જ સંસ્થાઓ પ્રતિ આભાર પ્રદર્શિત કર્યો હતો.

(૧) શ્રી જીવણલાલ વિઠ્ઠલદાસ માધવાણી (શિ. ૩૨૦૦)
(૨) શ્રી મૂળજીભાઈ માધવાણી કુટુંબ (શિ. ૩૨૦૦)
(૩) શ્રી ચંદુભાઈ કાળીદાસ પટેલ (શિ. ૨૫૦૦)
(૪) કંપાલા કલાકેંદ્ર (શિ. ૧૫૦૧)
(૫) શ્રી રમણભાઈ ચતુરભાઈ પટેલ (શિ. ૧૦૦૦)
(૬) કંપાલા યુવક સંઘ (શિ. ૧૦૦૧)

(૭) શ્રી ગિરધરલાલ માધવાણી ( શિ. ૫૦૧ )
(૮) શ્રી જયન્તીલાલ મહેતા ( શિ. ૧૦૧ )

શ્રી પ્રભુદાસ કોટેચા, શ્રી વસનજીભાઈ કોટેચા મહિલા મંડળ, સેવાદળ, લોહાણા યુવકસંઘ, નિલગિરિ આર્ટ સર્કલ સ્કાઉટ, રંગોળી હરીફાઈના નિર્ણાયકો, સેકન્ડરી સ્કૂલના આચાર્ય, વનનેસ કલબ, જિન્જા બ્લ્યુઝ તેમ જ અન્ય વ્યક્તિઓ અને સંસ્થાઓનો આભાર માનવામાં આવ્યો હતો. સંમેલનની પૂર્ણાહુતિ ઉલ્લાસભર્યા વાતાવરણમાં થઈ હતી.

અંતમાં મારે એટલું જ કહેવાનું છે કે આ અંકનું મૂલ્યાંકન સાહિત્યિક દષ્ટિએ ન કરતાં તેની ઐતિહાસિક ગુણવત્તા દષ્ટિ સમક્ષ રાખી કરવામાં આવશે તો પાઠકગણને પૂર્વ આફ્રિકામાં ચાલતી સાહિત્ય પ્રવૃત્તિનો અંશતઃ ખ્યાલ આવશે આ અંક ક્ષતિઓથી પર છે એમ કેમ કહી શકાય ?

ધ. પુ. જોષી
કૌશિકાબહેન કલાર્ક

卐



શ્રી ટી. પી. સૂચક

પ્રમુખ, ગુજરાતી સાહિત્ય મંડળ જીંજા

૧૯૬૨

# નીતર્યાં જળ

જિન્જા હવાઇ બંદરે શ્રી ઇશ્વર પેટલીકર, શ્રી પીતાંબર પટેલ અને શ્રી પન્નાલાલ પટેલને સત્કારવા અમે જઇ પહોંચ્યા. જિન્જાને આંગણે અમે પૂ. આ. સાહિત્ય સંમેલન યોજ્યું હતું. એ સંમેલનમાં ગુજરાતના આ ત્રણેય અગ્રણી સાહિત્યકારોને અમે આમંત્ર્યા હતા.

હવાઇ જહાજ થોભ્યું અને પ્રથમ અમે શ્રી ઇશ્વર પેટલીકરને ઊતરતા જોયા. ખૂલતો સફેદ ખાદીનો પાયજામો, ખાદીનો ઝભ્ભો, હાથમાં ઝોળી અને હસતો ચહેરો. પેટલીકરને ગમે ત્યાં—ગમે તે વખતે—તમે જુઓ એટલે તમે ઓળખી જ કાઢો. આવી મૂર્તિ અહોનિશ નજરે પડશે જ.

અને પછી ઊતર્યા શ્રી પીતાંબર પટેલ. બેઠી દડીના રંગીન ખાદીના શૂટમાં, એમની લાક્ષણિક ચાલને લઇને—આભિજાત્ય ભાવ—એમણે જાણે ગળથૂથીમાંથી જ ન કેળવ્યો હોય?

અને છેલ્લે શ્રી પન્નાલાલ પટેલ એમણે પણ ખાદીનું શુટ ઠઠારેલું—પણ એમનો વાસ્તવિક પોષાક તો સફેદ ખૂલતો પાયજામો ઉપર ખાદીનો ઝભ્ભો અને એની ઉપર ખાદીનો વાસકોટ, ગળામાં ગળ—પટો તો ખરો જ. જાણે નર્યોનીતર્યો સાદાઈ અને સાલસતાનો નમૂનો.

ઇશ્વર પેટલીકરનો અંગત પરિચય પૂ. આ. ને આ બીજી વખતનો છે. પ્રથમ એઓ મોમ્બાસ પાટીદાર પરિષદ વખતે આફ્રિકા આવી ગયેલા—મારે અને એમને તો—શ્રી ઇશ્વરભાઇ દવે

(જેમને હું અંગત સંબંધી તરીકે 'દાદા' કહું છું) ભારતી સાહિત્ય સંઘ પ્રકાશન સંસ્થાના સંચાલક અને ઊર્મિ માસિકના તંત્રી–દ્વારા ભારતમાં ઓળખાતો થયો એ વળી એક રસિક વાત છે. ક્યારેક આલેખી દેવાય તો નવાઇ નહિ !

શ્રી પીતાંબર પટેલ સાથે મારા છેલ્લા ભારતના પ્રવાસમાં ઓળખાણ થઇ ગયેલી. જ્યારે શ્રી પન્નાભાઇને તો પરોક્ષ વર્ષોનો સંબંધ પણ–એમનો અપરોક્ષ પરિચય પણ ભારતમાં થએલો–અને પહેલી નજરે અમારી વચ્ચે પ્રીતડી જામી ગઈ.

છેલ્લા એક વર્ષ ઉપર હું અમદાવાદમાં એ ત્રણે સાહિત્યકારોને મળ્યો ત્યારે પૂ. આ. ગુજરાતી સાહિત્ય સંમેલન યોજે તો ? આ ચર્ચા અમારી વચ્ચે થઇ.

અને આ ચર્ચાની ફલશ્રુતિ તરીકે આ ત્રણે સાહિત્યકારો –જિન્જાને આંગણે આવી રહ્યા હતા.

જ્યારે જિન્જા સાહિત્ય સભાએ યુગાન્ડામાં સંમેલન ભરવાનો નિર્ણય લીધો ત્યારે અંતે કળશ શ્રી જ્યોતીન્દ્ર દવે (જાણીતા હાસ્ય-લેખક), શ્રી પીતાંબર પટેલ અને શ્રી પન્નાલાલ પટેલ ઉપર ઢોળાયો. શ્રી જ્યોતીન્દ્ર દવેને તો હું અભ્યાસકાળથી જાણું.

અને એક દિવસ કમ્પાલાથી શ્રી પ્રીતમ પંડ્યાનો ફોન રણકી ઊઠયો.

તમે શ્રી જ્યોતીન્દ્ર દવેને બોલાવો છો ?

હા૨તો !

તો, એક વાત સ્વીકારશો ?

શું ?

અમે શ્રી ધનસુખલાલ મહેતાને કલાકેન્દ્રના ઉપક્રમે કમ્પાલામાં નાટ્ય મહોત્સવ ઊજવાય છે તેના નિર્ણાયક તરીકે આમંત્ર્યા છે પરંતુ નાદુરસ્ત તબિયતને કારણે એઓ આવી શકે તેમ નથી. એમની સાથે શ્રી ચંદ્રવદન મહેતા પણ આવવાના છે તો તમે શ્રી ધનસુખલાલ મહેતાને બદલે શ્રી- જ્યોતીન્દ્ર દવે મહોત્સવના નિર્ણાયક તરીકે રહે તેની સહમતિ આપો.

આવી કલા અને સંસ્કારભરી ધમધમતી પ્રવૃત્તિ માટે અમારો વાંધો હોઈ પણ શું શકે ?

અને અમે જિન્જા સાહિત્ય સભાએ આ વાતનો સ્વીકાર કર્યો.

અને કલાકેન્દ્રે શ્રી જ્યોતીન્દ્ર દવેને–રીટર્ન એર-ફેર–મોકલી આપેલ–જો કે અમારે અને કલાકેન્દ્રે એ ખર્ચ સરખે હિસ્સે વહેંચી લેવાનું હતું. આ અમારી આંતરિક સમસ્યા હતી. આથી શ્રી જ્યોતીન્દ્ર-ભાઈને એવો ખ્યાલ રહ્યો કે કલાકેન્દ્ર એમને આમંત્રે છે

એટલે જ્યારે શ્રી ઈશ્વર પેટલીકર, શ્રી પીતાંબર, પટેલ અને શ્રી પન્નાલાલ પટેલ–ત્રણેયને અમે જિન્જાહવાઈ બંદરે સત્કાર્યા ત્યારે–ત્યાર પહેલાં–શ્રી જ્યોતીન્દ્ર દવે. અને શ્રી ચંદ્રવદન મહેતા–બન્ને કમ્પાલામાં આવી ગયા હતા.

કારણ કે થોડા દિવસો પહેલાં કમ્પાલાના અગ્રણી કાર્યકર્તા, લાડીલા કવિ, અને પ્રતિષ્ઠિત સાહિત્યકાર મારા પરમ મિત્ર શ્રી ડાહ્યાભાઈ પટેલ તરફથી સંદેશો મળ્યો કે શ્રી જ્યોતીન્દ્ર દવે એન્ટએ

થઇને કમ્પાલા આવી ગયા છે અને જિન્જા સાહિત્ય સભા તરફથી કોઇ એમને સત્કારવા નથી આવ્યું એથી જરાક ખોટું થયું !

અમને આશ્ચર્ય એ થયું કે શ્રી જ્યોતીન્દ્રભાઈ ક્યારે દેશમાંથી રવાના થયા? ક્યારે નાઈરોબી આવ્યા અને ક્યારે કમ્પાલા પણ આવી ગયા ? અમને એમના ભારતથી વિદાય થવાના કે આગમનના ખબર–ખત હતા જ નહિ એટલે કેમ જાણી શકાય કે એઓ ક્યારે આવશે ? જો કે અમેતો એમના સ્વાગતની પૂરતી તૈયારી કરી હતી.

અને અમે તરત જ ફોન દ્વારા પત્ર દ્વારા–એમને આવકાર આપ્યો. સાહિત્ય સભા તરફથી ક્ષમા માગી એ વખતે શ્રી ચંદ્રવદન મહેતા પણ એમની સાથે કમ્પાલા આવી ગયેલા.

એક પા કેટલાય ફોન પછીયે એમની સાથે અમારો મળવાનો મેળ સંધાયો નહિ–તો બીજી પા કમ્પાલામાં સાહિત્ય સંમેલનની વિરુદ્ધ હવા વહેતી થઇ.

અમે પત્રિકાઓ ઝડપથી પ્રસિદ્ધ કરાવી–એમાં બધા જ સાહિત્યકારોનો પરિચય–અને આવકાર આપતો–દિલનાં વહાલપ–દર્શાવનારો ઓળખ વિધિ–કર્યો–સંમેલનની કાર્યવાહી–દર્શાવી.

અહીં કહી દઉં કે સંમેલનના પ્રથમ દિવસે પ્રમુખસ્થાન મારે ભાળવાનું હતું. નાછૂટકે સ્તો ? જ્યારે બીજા દિવસનું અધ્યક્ષસ્થાન શ્રી ડાહ્યાભાઈ પટેલને લેવાનું હતું.

પણ કોણ જાણે કેમ આ પત્રિકાએ તો અમારા કાર્યક્રમમાં આગ ચાંપવાનું કામ કર્યું અમે શ્રી ચંદ્રવદન મહેતાને પણ સંમેલનમાં ભાવજીનું આમંત્રણ પાઠવ્યું પણ બધુંજ ક્યું કારવ્યું એળે જતું હતું કે શું ?

એમાં વળી શ્રી ડાહ્યાભાઈ પટેલને એમના રાજદ્વારી પક્ષ ડેમોક્રેટીક પાર્ટી તરફથી યુગાંડાની બંધારણ પરિષદમાં લંડન જવાનું અચાનક થયું. એ વિટમ્બણા પાછી વધી.

ત્યાં તો દાદાનું એક અમૂલું સૂચન આવ્યું કે પેટલીકરને પણ કેમ બોલાવી લેતા નથી? આથી સાહિત્યકારોનો ઝમેલો થશે! વાત પણ સો ટકા સાચી હતી.

અમે પેટલીકરને આમ છેલ્લી ઘડીએ આમંત્રણ આપ્યું. સોનામાં સુગંધ ભેળવવા રતો?

તો વળી ત્રીજી બાજુ કોઈ કામ નીકળ્યું હોય કે પછી કંઈ ઓછું આવ્યું હોય પણ અમારી સાહિત્ય સભાના અગ્રણી બે કાર્યકર્તાઓ અને લેખકો શ્રી બળવંત નાયક અને શ્રી ભાનુશંકર વ્યાસ બંનેએ તેઓ સંમેલનમાં આવી નહીં શકે તેવો સંદેશો મોકલ્યો, ત્યારે વળી ચોથી બાજુ કેટલાક યજમાનોને આમંત્રણ આપવાથી સાહિત્યકારોના માનમાં યોજાનાર સમારંભો મુલતવી રાખવા પડયા.

આમ જ્યારે ઉપરોક્ત ત્રણ સાહિત્યકારોને અમે જિન્જા હવાઈ બંદરે આવકાર આપ્યો ત્યારે અમારા સંમેલનનાં જળ ડહોળાઈ ગયાં હતાં.

એક વસ્તુ ચોકકસ હતી કે અમારી હામ હતી કે અધિવેશન સફળ બનાવવું. અમારી એવી શ્રદ્ધા હતી કે ડહોળાયેલાં જળ નીતરી જશે.

અમને આશ્ચર્ય એ હતું કે શ્રી જ્યોતીન્દ્ર દવે જેવા ગુજરાતી સાહિત્ય સભાના ઉપાધ્યક્ષ લબ્ધપ્રતિષ્ઠિત લેખક અને જીવનમાં અને

સાહિત્યમાં જેમણે હાસ્ય ભરીને સાહિત્યમાં માનવ મહિમા વધારી દીધો છે. એવા પીઢ લેખક સાહિત્યકાર આમ રિસાઈ કેમ ગયા હશે?

પણ આ રસિક ગોટાળાનું કારણ કંપાલાયે જ ઉપસ્થિત કર્યું હતું એની પછીથી ખબર પડી. શ્રી જ્યોતીન્દ્રભાઈને એમ કહેવામાં આવેલ કે કલાકેન્દ્રે એમને નિર્ણાયક તરીકે આમંત્ર્યા છે અને કલાકેન્દ્રના જ એઓ અતિથિ છે. સાહિત્ય સંમેલને એમને અવગણ્યા છે.

અત્રે ઉલ્લેખ કરી દઉં કે શ્રી ચંદ્રવદન મહેતાનો પૂ. આ. નો આ બીજો પ્રવાસ હતો. પ્રથમ પ્રવાસમાં એઓ જિંજા આવેલ ત્યારે તેમના સત્કાર સમારંભમાં અમારે બંનેને ગેરસમજૂતીને કારણે રતો જરાક મતભેદ થઈ ગયેલો, ચકમક ઝરી હતી.

અને શ્રી ચંદ્રવદન જેવા "બાંધ ગઠરિયાં"ના સમર્થ લેખક 'ઇલાકાવ્યો'ના રચયિતા ભરત, અલગારી, કવિ પણ સંમેલન તરફ આંખ મીંચી રહ્યા હતા, કદાચ પૂર્વગ્રહના કારણે જ હશે?

હવાઈ જહાજમાંથી ઊતરતાવેંત જ પીતાંબર પટેલે પહેલો જ પ્રશ્ન પૂછ્યો : 'તમારા પ્રમુખ ક્યાં છે? આવી ગયા ને?'

અમને પ્રશ્નનો ઉત્તર દેવાનું ભારે થઈ પડ્યું. પ્રમુખ તો હું હતો. બીજા દિવસે જ પ્રમુખસ્થાને અમે પેટલીકરને ચૂંટયા હતા.

અને વળી આ અતિથિવિશેષ તરફથી પ્રમુખ ક્યાં? એવો પ્રશ્ન પુછાતો હતો.

પણ જ્યારે અમે એમને ઉતારે પહોંચ્યા ત્યારે ધડસ્ફોટ થઇ ગયો.

ભારતનાં વૃત્તપત્રોમાં તેમ જ બીજી રીતે એવો પ્રચાર થયો હતો કે શ્રી જ્યોતીન્દ્ર દવે પૂ. આ. સાહિત્ય સંમેલનના અધ્યક્ષપદે જઈ રહ્યા છે

અને અમારી ભ્રાંતિ ટળી ગઈ. અમને આવા અધ્યક્ષ સાંપડે એવી તો કલ્પના જ ન હતી. અમે એ બધા સાહિત્યકારોને-અતિથિ-વિશેષ તરીકે આમંત્ર્યા હતા.

અને હવે જ સમજણ પડી કે કમ્પાલાની હવા કેમ બદલાઈ ગયેલી.

અને એ જ દિવસે અમારું પ્રતિનિધિમંડળ શ્રી જ્યોતીન્દ્ર દવેને અધ્યક્ષતું આમંત્રણ આપવા પહોંચી ગયું. અને એમણે ખેલદિલીથી અમારા આમંત્રણનો સ્વીકાર કર્યો. એ અમારું મહદ્ સદ્ભાગ્ય બની ગયું.

શ્રી હરિપ્રસાદ જોષી અને શ્રી કૌશિક કલાર્ક બન્ને સન્નિષ્ઠ અત્યુત્સાહી કાર્યકરો મંત્રીપદે ન હોત, એમની અવિરત સેવા અને સાધના નહોત તો? અને અંતે આમ કહેવાએલાં જળ પાછાં નીતર્યાં બની ગયાં.

અને મારા માથેથી એક-પ્રમુખ તરીકેની જવાબદારીનો બોજો ઊતરી ગયો- એક વ્યક્તિને યોગ્ય સ્થાન મળી ગયું. અને પછી તો સંમેલનનાં સુમધુર સંભારણાંનો એક અવિસ્મરણીય લહાવો અમારે માટે બની ગયો તો વળી શ્રી ચંદ્રવદન મહેતાએ તો સંમેલનમાં શું રંગ રાખ્યો છે! એમનો અને અમારો પૂર્વગ્રહ ટળી ગયો. અને શ્રી જ્યોતીન્દ્ર દવે અને ચંદ્રવદન મહેતા—આ સંમેલનમાં—હાજર ન હોત તો [illegible] એમના શ્રીફળ જેવા ઉપરથી કઠોર

દેખાવમાં આવું હૈયું છુપાયું હતું એની જાણ થવાની રહી જાત!

અને સંમેલનની કાર્યવાહી આવા નીતર્યાં જળ' પછીથી —યશસ્વી નીવડી એ—આ અંકથી જાણી શકાશે. એમાં એ સાહિત્યકારોનાં મિલનની મધુરપનું પ્રસન્ન અને પુલકિત નિરૂપણ સાંપડી જશે—અને મારા પર એ પછીથી આવેલા શ્રી ચંદ્રવદન મહેતા અને શ્રી પન્નાભાઈના અંગત પત્રોમાંથી 'મીઠા ઓડકાર' સંભળાઇ રહયા છે.

—ટી. પી. સૂચક

卐

# સાહિત્ય અને સાહિત્યકાર

'સાહિત્ય અને સાહિત્યકાર' જેવા વિરાટ કામ અને ગહન વિષયને સમજાવવાની અને અત્યંત મર્યાદિત સમયના ચોકઠામાં સમાવી દેવાની ધૃષ્ટતા કરું છું એ હારયારસ્પદ લેખાશે પણ શ્રોતા-વર્ગ તેને નિભાવી લેશે એવી આશા રાખું છું.

આજની કોઈ પણ થોડી ઘણી શિક્ષિત વ્યક્તિ સાહિત્ય શબ્દથી અપરિચિત નથી. સાહિત્યના વિષયની એ લોકપ્રિયતા છે. તેણે માનવ જીવન વહેવારમાં એવું તો અનેરું સ્થાન પ્રાપ્ત કર્યું છે કે જાણે–અજાણે સાહિત્ય શબ્દનો ઉપયોગ બધા જ કરે છે. ઘણા તો એ શબ્દનો ઉપયોગ કરી સાહિત્ય તરફ અભિરુચિ હોવાનો દાવો કરે છે. કેટલીક વખત તો એમ લાગે છે કે માણસના જન્મ સાથે જેમ તેની વૃત્તિઓ જન્મે છે તેમ સાહિત્ય પણ જન્મતું હશે. ગમે તેમ હોય પણ સાહિત્યનું ઘડતર માણસના ઘડતર સાથે સાથે જ થાય છે અને તે માનવ-ઘડતર જેવું જ છે.

આ સાહિત્ય શું છે તેનો પ્રથમ વિચાર કરવો ઘટે. સામાન્ય દૃષ્ટિએ અભણ માણસો અથવા–દ્રવ્યોપાર્જનની પ્રવૃત્તિમાં નોંધપાત્ર સિદ્ધિઓ મેળવી છે એવા કહેવાતા ધનાઢ્યો, જેઓ વાચાળ છે અથવા લાંબું લાંબું બક્યા કરે છે અથવા ન સમજાય તેવું ભરડે છે, એવાની સિદ્ધિને સાહિત્ય કહે છે. થોડા ભણેલા એમ માને છે કે વિચારો એ સાહિત્ય છે. કેટલાક વળી ગગનગામી કલ્પનાઓને સાહિત્ય તરીકે ઓળખાવે છે. કેટલાક તો માનવની અંતરસ્થ ઊર્મિઓ ના આવિષ્કારને સાહિત્ય કહે છે, તો વળી કેટલાક સમકાલીન જીવનને જોઈ શબ્દોમાં ગોઠવે છે તેને સાહિત્ય કહે છે. આ બધામાં થોડું થોડું

સત્ય છૂપાયેલું છે પણ તેને નિર્ભેળ સત્ય તરીકે ન સ્વીકારી શકાય
સાહિત્ય દ્વારા જમાનાનું નિરૂપણ જરૂરથી થઈ શકે પણ તે ઉપરાં
તે આગળ વધી ઉપસ્થિત થતા નવીન પ્રશ્નો અને ગૂંચપરંપરાન
ઉકેલ પણ કરે. સાહિત્યની આવી દ્વિવિધ ફરજોને ધ્યાનમાં રાખી
તેનું મૂલ્યાંકન થવું જોઈએ.

સાહિત્યનો પ્રવાહ એ નદીના પ્રવાહ જેવો છે. તેમાં માનવ
ભાવનાઓ, આશા અને મહેચ્છાઓ, ઊર્મિઓ અને વિચારસંવેદ
તેમજ કલ્પનાઓ અને એવું ઘણું ઘણું ઘસડાઈ આવે છે. સુંદ
શબ્દરચનામાં વહેતો એ પ્રવાહ સતત વહ્યો જાય છે. જે હૃદય
છે, જે મનમાં છે, જે કલ્પનામાં છે અને જે અશરીર છે તે બહિર્
થઇ આકાર પામી પોતાને માટે તેમજ અન્યને માટે પ્રકાશ પાથરત
સનાતનત્વ પ્રાપ્ત કરે છે તે સાહિત્ય. સાહિત્ય એ કંઇ બજારુ ચી
નથી કે ખરીદી શકાય, એ તો માનવજીવનનો અર્ક છે, નવનીત
એ તો જગજાહળી છે. એનાં મેઘમીઠાં પીયૂષ પીવા એ સર્વ
નિમંત્રે છે.

આવું સાહિત્ય પ્રગતિશીલ પ્રજાને હોય છે. એ તેનો સંસ્કા
ખજાનો છે. પ્રગતિના પંથે પૂરપાટ પડેલી પ્રજાના જીવનસંગ્રામ
આવતા સામાજિક, રાજકીય, આર્થિક અને ધાર્મિક પ્રશ્નોનો તાદ
ચિતાર અને તેને હલ કરવા જતાં થતી ગથામણનું અન્વેષણ કે
રામાં ઝડપાઈ જતા દશ્ય માફક સાહિત્યમાં પ્રતિબિંબિત થાય
સાહિત્યકાર વસ્તુને, બનાવને કે ઘટનાને મઠારી, સુશ્લિષ્ટ શૈલી
માનવવૃંદ સમક્ષ રજૂ કરે છે જો સમાજ નિર્બળ હોય, વીર્યહ
હોય તો તેનું સાહિત્ય બળહીન હોય એ સ્વાભાવિક છે. સુચ
ચારિત્ર્યશીલ, વિચારવંત અને ખમીરવંતી પ્રજાનું સાહિત્ય પ્રાણવ
હોય એ પણ દીવા જેવું સ્પષ્ટ છે. સમગ્ર દેશની પ્રગતિનો હેવ
ઈચ્છનાર પરદેશી જિજ્ઞાસુને નદીનાળે કે સ્થળે સ્થળે રખડવાની જ

નથી. જો તેને તે દેશનાં થોડાં પુસ્તકો મળી જાય તો દેશનું હૈયું કેવું ધબકે છે તેનો સાચો ખ્યાલ સહેજે મળી જાય.

સામાન્ય સાહિત્ય કેવળ મનોરંજનને માટે હોય છે. આવું સાહિત્ય ચિરંજીવ હોતું નથી. જેમ દૈનિક પત્રમાં પ્રકટ થતા વિચારો કે વર્તમાન બીજા દિવસે રોચક રહેતા નથી કારણ કે બધો મસાલો વાસી બની ગયો હોય છે. જગત તો તેની પ્રગતિની કૂચકદમમાં એક દિવસ આગળ વધી ગયું હોય છે. સાચી રીતે તો જે સાહિત્યમાં પ્રેરક બળ છે અને જડને પણ ચેતનવંતુ બનાવવાની શક્તિ છે તે સાહિત્ય અમરત્વને પામે છે. મુદ્રણકળાના સંશોધન પછી પુસ્તકોનો રાફડો ફાટ્યો છે અને ઘણું ગમતું અને ન ગમતું પણ પ્રસિદ્ધિ પામે છે. પણ આંબાને આવતા મોર ઉપરથી કેટલી કેરી ઊતરશે એનો ખ્યાલ ન નીકળી શકે તેમ કાળના વાયરા સામે કેટલાં પુસ્તકો ટકી શકશે એ તો છેવટે જ સમજાય. અમર કૃતિઓ તો આંગળીને વેઢે ગણીએ એટલી જ રહેવાની.

આવું વિશિષ્ટ સ્થાન ભોગવતા સાહિત્યને કેટલાક લોકો ભણેલાઓનો અખાડો કહે છે. વિતંડાવાદીઓને સાઠમારી કરવાનું તે સમરાંગણ બની જાય છે. ખેરે ખેરે જીવન જીવતા માણસો અને વેપાર સિવાય જેને અન્ય દૃષ્ટિ નથી એવા ધંધાદારીઓ સાહિત્ય અને સાહિત્યકારોનો એક જુદો વાડો છે એમ માને છે અને તેની સાથે તેઓને કોઈ નિસ્બત નથી એવું અત્યાર સુધી માની બેઠા છે. પણ કેળવણીના વધવા સાથે હવે સાહિત્યકારો તરફની એ સૂગ ઓછી થવા માંડી છે. પહેલાં તો સાહિત્યકારને ધૂની, નિરાળો, ભારેખમ અને વેદીઓ ગણવામાં આવતો. તેની ન્યાત જ જુદી. કાં તો તે અલ્પગ્રંથિથી પીડાતો હોય કે પછી શ્રેષ્ઠતાનું વળગણ તેને વળગેલું હોય. તે જુદો જ તરી આવે. તેનું રહેઠાણ જુદું, વાણી જુદી આવે

દુનિયા જ જુદી. તેને બધા જ અનહેવારુ ગણે. જીવનના કૂટ પ્રશ્નોને ઉકેલવાનું તેનું સામર્થ્ય નહીં. આજે તેનું આ સપ્તરંગીપણું ઓસરવા માંડ્યું છે. જીવનસંગ્રામમાં તેને પણ ઝઝૂમવું પડે છે. કાળની એરણ પર તે પણ ટીપાઈ છૂંદો થઈ જાય છે. તે આપણા જેવો જ બે આંખ, બે કાન અને એક નાકવાળો અને ભાવના, ઉલ્લાસ, વિચારો અને ઊર્મિઓ અનુભવતો, પૃથ્વી ઉપર ચંક્રમણ કરતો માનવી છે એમ દરેક માને છે. તે પોતે પણ સમાજનું એક અંગ છે એમ સમજવા માંડયો છે એટલું જ નહીં પણ અનેક ઝંઝાવાતો સામે અન્ય સાથે ખભેખભા મિલાવી જીવનમરણના સંગ્રામ ખેલતો ખડો સૈનિક છે એવું ભાન હવે દરેકને થવા માંડયું છે.

આખા દિવસના થાકને દૂર કરવા માણસ બીજી પ્રવૃત્તિમાં મન પરોવે છે તેમ અમુક વ્યક્તિઓ સાહિત્યને પોતાનો ફુરસદના સમયનો વ્યવસાય માને છે. નર્મદ કે નાનાલાલ કવિ માફક સાહિત્યની દેવીના ચરણકમળમાં મસ્તક મૂકી જીવન ધન્ય કરનાર મળવા હવે મુશ્કેલ છે. સાહિત્યની દેવીના વરદ હસ્તની પ્રસાદી જેને મળી હોય તે તો અહોભાગી થઇ ગયા. સાહિત્યની દેવી સાહિત્યકાર પાસે ભક્તિ માગે છે. તેની આરાધના માટે તપશ્ચર્યાની જરૂર છે. તેને રીઝવવા તેના ખપ્પરમાં સર્વ હોમી દેવાની તાકાત કેળવવી પડે છે. આવું હોવા છતાં સાહિત્યકારે અતિ વિદ્વાન થવાની જરૂર છે એવું કંઈ નથી. તે કોઇ ડિગ્રીધારી હોવો જોઇએ એવું પણ કંઇ નથી. સાહિત્યકાર કોઇ દૈવી અવતાર પણ નથી. પણ જેને જીવનને નીરખવાની દૃષ્ટિ છે તે પોતાના અનુભવો અને હૃદયનાં સ્પંદનોને વ્યક્ત કરવાનો માર્ગ મેળવી જ રહે છે. સાહિત્યકાર ભણેલો હોય તો વાંધો નહીં પણ તેનું સાહિત્ય પ્રસ્વેદજન્ય ન હોવું જોઇએ; તે પ્રેરણાત્મક અને રસમય હોય તે જરૂરી છે.

નરસિંહ મહેતા, મીરાંબાઇ અને એવાં ઘણાં કવિઓ અને કવયિત્રીઓ ભણેલાં ન હતાં પણ કોઇ દૈવી ફિરસ્તાઓની માફક તેમણે જીવનસંદેશ પાઠવ્યા છે.

ચિત્ત તું શીદને ચિંતા કરે ? કૃષ્ણને કરવું હોય તે કરે.

આ પંક્તિઓમાં રહેલું ઊંડું તત્ત્વજ્ઞાન પંથ ભૂલેલાં માટે દીવાદાંડી સમાન છે. શબ્દ પસંદગીની સરળતા અને ભાવની પ્રવાહિતા એવી તો નિર્મળ છે કે તે ભણેલાં અને અભણના હૃદયને હલાવી નાખે છે અને વિચાર કરતા કરી મૂકે છે. વિચારઘન સાહિત્ય સરળ અને સુબોધ હોઈ શકે એનો આ કરતાં વધારે સારો દાખલો ક્યાં મળવાનો છે ? બોટાદકરે ગામડાની ગામઠી શાળામાં બેઠાં બેઠાં કુટુંબ જીવનનાં ઊજળાં પાસાં ઘસી ઘસીને સાફ કરી કાવ્યમાં પ્રતિબિંબિત કર્યાં. આવું તો સાહિત્યકારોની નામાવલીમાં શોભતા અનેકના જીવનમાં બન્યું છે. ટૂંકમાં સાહિત્યકારને વિદ્વત્તા કરતાં જીવનની દૃષ્ટિની વિશેષ જરૂર છે એ નિર્વિવાદ છે. સાચો સાહિત્યકાર સસ્તી પ્રસિદ્ધિ કરતાં વિનમ્રભાવે એકચિત્તતાથી પ્રવૃત્તિશીલ રહી સરસ્વતીની આરાધનાના પરિપાકરૂપ સાહિત્યના સર્જનમાં આનંદે છે.

કમળ જળમાં ઊગી અલિપ્ત રહે છે તેમ સાહિત્યકાર જગતથી અલિપ્ત રહી શકતો નથી—તેને અલિપ્ત રહેવાનું પણ નથી. જે હવા, પાણી, ખોરાક ખેડૂત અને મજૂર લે છે તે જ સાહિત્યકારના મેવા છે. તો પછી સામાન્ય જનતાથી ભિન્ન તે રહી જ કેમ શકે ? ગરીબનાં આંસુ તેને લૂછવાનાં છે અને ખેડુના થાક તેને ઉતારવાના છે. તે કલ્પના–વ્યોમનો વિહંગમ બને અને પૃથ્વીના પાટે પગ ન દે તો તેનું જીવન સુસંગત ન બને અને તે તેની ફરજમાંથી ચ્યુત થયો ગણાય. તે તો વિશેષ કાર્યદક્ષ હોઇ તેના જમાનાનો સાચો પ્રતિનિધિ બની શકે છે. દ્રષ્ટા છે અને તેથી આર્ષ દૃષ્ટિથી ત્રિકાળને

પારખી અંધારામાં અજવાળાં પાડી શકે છે. તેની વાણીમાં અગમ્યના ઉકેલ રહેલા છે. આંધળાની લાકડી જેવો તે જગતને માર્ગદર્શક બનતો જ રહે છે પછી ભલે–

'કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધેરે તોયે.'

ગુજરાતી સાહિત્યમા ગણાતા સાહિત્યકારોમાંના ઘણા થોડા પાસે પિતૃદત્ત સાહિત્યનો વારસો છે. બ્રાહ્મણ માતાપિતાને ત્યાં જન્મેલ બ્રાહ્મણ જેવુ સાહિત્યકાર માટે નથી. કેટલાક તો સાહિત્યકાર નથી એમ કોઈને કહે છે છતાં તેમને સાહિત્યકારોની પેઢીમાં અગત્યનું સ્થાન મળ્યું છે. નરસિંહ–મીરાં–ધીરો ભગત–ભોજો ભગત, દયારામ વગેરે સાહિત્યકારો હતા. એવું તો પાછલી પેઢીએ નક્કી કર્યું. નરસિંહ અને મીરાંથી શરૂ થયેલ જમાનો ગુજરાત માટે રાજકીય ઊથલપાથલનો તેમજ ધાર્મિક અસહિષ્ણુતાનો ગણાય–ત્યારે તો પ્રજાની સ્વતંત્રતાને રૂંધી નાખવામાં આવી હતી. આ જમાનામાં ભકતોની ભક્તિને કારાગારમાં કેદી બનાવી શકાઇ નહીં. તેઓએ સંસ્કાર–જ્યોત જલતી રાખી અને અનેક સંતપ્ત જનોનાં દિલને આશ્વાસન આપી રસ્તો ચીંધ્યો. તેઓએ જમાનાને ઓળખ્યો અને જમાનાને સુધાર્યો.

પછી આવ્યા મહાકવિ પ્રેમાનંદ. તેમણે પુરાણોના પ્રસંગો અને પાત્રોને સજીવન કર્યાં અને વડોદરાથી નંદરબાર સુધી માણના રમઝટ બોલાવ્યા. પૌરાણિક પ્રસંગો અને પાત્રોની ગૂંથણીમાં તેમના પોતાના જમાનાનાં રિવાજો, માન્યતાઓ, વિચારસરણી વગેરે ઘણું ઘણું ઉતાર્યું... લોકોને તે પાત્રો હિમાલયની પેલી પારનાં ન લાગ્યાં. પ્રેમાનંદ મનુષ્ય સ્વભાવનો સાચો પારખુ હતો અને રસની ઉત્તમ જમાવટ કરી જાણતો. તે પણ જમાનાનો પ્રતિનિધિ ઘડવૈયો.

મધ્યયુગનું વિશિષ્ટ લક્ષણ એ તુરંગ, તરુણી અને તલવાર. જરા જરામાં તલવાર ખેંચાય. આબરૂ માટે માથાં વધેરાય. એ જમાનામાં ભાટ ચારણોએ સમરાંગણને વીર પ્રશસ્તિઓથી ખૂબ બિરદાવ્યું. તેમની શૂરવીરતાભરી વાણીથી પ્રલયનાં પૂર ચઢેલાં અને યુદ્ધખેડુઓએ માઝા મૂકી હત્યાકાંડ વાવેલો. કેટલીક વખત માતૃભૂમિના રક્ષણને માટે ચંદ બારોટ જેવા સ્વદેશભકત બારોટોએ સૂતેલાને જગાડયા; જાગેલાને દોડાવ્યા અને દોડેલાને બલિદાન આપવા પ્રેર્યા. હલદીઘાટના યુદ્ધમાં કહો કે રાજસ્થાનની વીરભૂમિમાં કહો પણ સ્વદેશ માટે પ્રાણ પાથરવાનો જયનાદ- વીરહાક આ બારોટોએ પોકારેલી તેમણે પણ જમાનો ઓળખ્યો અને ઘડયો.

પછી આવ્યો નૂતન યુગનો ઘડવૈયો નર્મદ. તેણે એક અઠંગ સેનાની માફક સમાજ ક્ષેત્રમાં મૂળથી જ પરિવર્તન લાવવાનું બીડું ઝડપ્યું. 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે'નો બાંગ પોકારી. મુંબઈની વિદ્વાનોની સભામાં એકલવીર સમો ગર્જ્યો ! આમ જૂનવાણી વિચારો અને જૂની રૂઢિઓનું નિકંદન કાઢવા મથતો વીર નર્મદ સિકંદર, નેપોલીઅન, હેનીવાલ કે હીટલરથી કોઈ રીતે ઊરાતનમાં ઉતરતો નહતો. તે સર્વની ચાહના મેળવા ગયો.

'વીર સત્યને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દિલથી,
રસિકડાં નવ કરશો કોઈ શોક.'

વીર નર્મદે જમાનાને જોયો અને નવીન ઘડતરનું નિર્માણ કર્યું: એ પણ એના જમાનાનો પ્રતિનિધિ.

પછી આવ્યા પંડિતયુગ અને ગાંધીયુગ. વિશ્વ જરા ધમાલોથી થાક્યું હતું. સ્થિરતાનું વાતાવરણ જામતું હતું. લોકો પ્રગતિશીલ બનતા હતા. ત્યારે સાહિત્યકારોએ વિદ્દભોગ્ય સાહિત્યની લહાણ કરવા માંડી. તેઓને પદવીનાં થોડાં ગુમાન હશે કે પછી સામાન્ય

જનતા સાથે ભળવાની છાછ હશે. ધીર ગંભીર રહી તેઓએ દુર્બોધ છતાં ગંભીર સાહિત્ય પીરસ્યું પાશ્ચાત્ય પ્રજા અને ભાષાના સંપર્કને લીધે તેઓએ ત્યાં ન હતું તેવું કંઇ જાણે અજાણે રજૂ કરવા માંડ્યું. વળી પાછું નાના જગતનું વર્ગીકરણ થવા માંડ્યું પણ એ ચોક્કસ સ્વરૂપ પકડે તે પહેલાં એક ઝળહળતો દીપક દુનિયામાં પ્રકટ્યો. તેને હૈયે માનવમાત્ર તરફ પ્રેમ હતો. એ દીપક તે મહાત્મા ગાંધીજી. તેમણે તેમની સાદી પણ વેધક વાણી અને શૈલીથી દોરા ખેંચતા ડોશીઆથી માંડી ધારાસભાઓના પગથીઆં ઘસતા ચમરબંધીઓની વિદ્વત્તાને સાચો માર્ગ બતાવવો હતો. વિદ્વદ્‌ભોગ્ય વાણીથી કેમ ચાલે? લોકભોગ્ય સાહિત્યનું સર્જન થયું. ઘર નહીં છોડેલું એવી વિધવા ડોસી અને કાયાની કચ્ચરો કરતો ખેડૂત અને મજૂર પણ તેની અર્થગંભીર વાણીનાં મધુરાં પાન કરવા લાગ્યાં. ગાંધી-યુગમાં જે પરિવર્તન આવ્યું તે નવાં હથિયારોની સજાવટને લીધે. ગાંધીજીએ જાદુ કર્યું અને સંસારના અનેક ક્ષેત્રોમાં સાહિત્ય અને જીવનને કેટલો ઘનિષ્ઠ સંબંધ છે આ પણ જમાનાનો જાણનાર. તેમના જીવનમાંથી સાહિત્ય ઝર્યું અને તે બ્રાહ્મ બોલ લેખાયો. તે તેમના જમાનાના સાચા પ્રતિનિધિ. તેમણે વિચાર પરિવર્તન દ્વારા જીવનને સુંદર બનાવવાની રીત બતાવી ને પશુતા તરફ વળતા માનવને સાચો માનવ બનવા સમજાવ્યું. તેમની સાદી અને સરળ વાણીમાં ઇન્દ્રના વજ્રની નકકરતા હતી, અર્જુનના બાણની તીવ્રતા હતી અને હૃદય અને મનની જડતાને ઓગાળવાની બુદ્ધ ભગવાનની અહિંસક ઉષ્ણતા હતી. તેમનો સાહિત્ય આદેશ એક જ હતો કે માનવ સાચો માનવ બને અને વિશ્વબંધુત્વની નિત્ય નવી ભાવનાને સમજે અને આચારમાં મૂકે.

આ બધા સાહિત્યકારો સંસ્કારસ્વામીઓ હતા. યુદ્ધના સમયમાં સેનાની બની સંસ્કારનું રક્ષણ કરતા અને શાંતિના સમયમાં સંસ્કારનું

વાવેતર કરતા. યુદ્ધનું આહ્‌વાન થતાં તે રણશૂર બનતા. ફ્રેંચ વિપ્લવ વખતે વોલ્ટેર, રુસો વગેરે સાહિત્યસ્વામીઓએ મરવા પડેલાં હાડપિંજરમાં પ્રાણ પૂરી ફ્રેંચ પ્રજાને વીરત્વનો પાનો ચઢાવ્યો અને સાચી વસ્તુસ્થિતિનું ભાન કરાવ્યું. આ રીતે દેશે દેશોમાં મરદાનગી અને કરુણાના સનાતન સ્રોત વહાવવાનો યશ સાહિત્યકારોને ફાળે જાય છે, તો તેઓએ દૈન્યગ્રંથિથી શા માટે પીડાવું જોઈએ? જમાના–જૂનો સંસ્કારવારસો જેમને મળ્યો છે એમણે વાસ્તવિક જીવનના ધબકાર સમજી લઈને પૂર્ણવિરામમાં ન કરતાં જગતના મશાલચી બની આગળ કૂચ કદમ કરવાની છે. એનો દિવ્ય પ્રકાશ અનેકના જીવનમાં પ્રકાશ કરશે, અને કદાચ ઓછો કરે તો પણ બોટાદકરની અમર કાવ્ય પંક્તિમાં કહું તો—

> સહજ સુરભિ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે
> ભ્રમર મકરંદના ભોગી મળે કે ના મળે તોયે

સાહિત્યકારોને તો એટલું જ કહી હું વિરમું છું શુભસ્તે પંથાનઃ

જે. બી. ઓઝા
કંપાલા

# ગુજરાતી કવિતાના અદ્યતન પ્રવાહો

નવીન કવિતાનાં કાઠાંનો ઘડવૈયો બ. ક. ઠા. પ્રો. બળવંતરાય ઠાકોરે વિચારપ્રાધાન્ય–અર્થઘનતાનો આગ્રહ સેવ્યો એટલું જ નહિ પણ ગુજરાતી કવિતામાં ભાષા અને વિષય પસંદગી ઉપર ભાર મૂકી ગુજરાતી કવિતાનું કાઠું સુદૃઢ કર્યું, ઉમાશંકર અને સુંદરમની પેઢીના કવિઓએ એમની અસર તળે પ્રગતિશીલ કવિતાઓ સર્જી. વાસ્તવપ્રિયતા, આદર્શમયતા, દલિત પીડિત પ્રત્યે સહાનુભૂતિ અને પ્રગતિવાદને કારણે ગુજરાતી કવિતામાં વિષય વૈવિધ્ય આવ્યું. હું જે કવિતાઓની વાત કરવાનો છું એ કવિતાઓ ૧૯૪૦ પછી લખાયેલી છે. ગુજરાતી કવિતાનો એ પહેલાં વાસ્તવ તરફ ઝોક હોવા છતાંય સૌંદર્યલક્ષિતા તરફ વધુ ને વધુ વળતો રહ્યો છે એ આપણને રાજેન્દ્ર શાહનો 'ધ્વનિ', પ્રિયકાંત મણિયારના 'પ્રતીક'નાં થોડાં ગીતો, નિરંજન ભગતનાં 'કિન્નરી' સંગ્રહ વગેરેથી પ્રતીત થયું.

લલિત ગીતો અને 'ગાન' પણ નવીનતરોએ ઠીક ઠીક પ્રમાણમાં રચ્યાં. 'ગણદેવીની ગોરી' અને 'ઉંબર ગાંવની છોરી 'ને પણ બિરદાવી, પ્રણયભરતી, ઇંદ્રિયરાગ (Sensuousness) અને આનંદ-કિલ્લોલ, પ્રસન્નતા, મુગ્ધતા, ચારુતા, સહજીવનની રસભરતા આત્મ-સંતર્પક સાયુજ્યસિદ્ધિ " (ઉ. જોષી) આવા ગુણોથી સભર એવી રચનાઓ રાજેન્દ્ર શાહ તરફથી મળી, સૌંદર્ય માધુર્ય અને ભાવાભિવ્યક્તિથી ઉર્જિત કવિતાઓ નિરંજન ભગત, પ્રિયકાંત મણિયાર, બાલમુકુંદ દવે, વેણીભાઇ પુરોહિત, પ્રહ્લાદ પારેખ, પ્રજારામ, ઉશનસ, જયંત પાઠક, હરીંદ્ર દવે આદિ કવિઓ તરફથી આપણને

દયારામની સુમધુર ગરબીઓ અને ન્હાનાલાલના પ્રસન્ન મંજુલ

રાસ જેવી રચનાઓએ લોકહૃદયને વશ કર્યું. એવી જ ભૂરકીવાળી, મોહિનીવાળી કવિતાઓ અને ગીતો ગુજરાતની નવીનતર કવિ પેઢીએ આપણને આપી. જાણે કે આ કવિઓની કૃતિઓ દયારામ અને ન્હાનાલાલની કૃતિઓ સાથે રસતાળી લઈ રાસરમણા કરવા ઉત્સુક ના થઈ હોય! એવી કર્ણપ્રિય-કર્ણમધુર રચનાઓ તો અમદાવાદ-વડોદરાના રેડિયો સ્ટેશન રજૂ કરે છે, પરંતુ એ પ્રકાર પણ મારા આજના નિબંધનું લક્ષ્ય નથી. હું જે કવિતાઓ વિષે કહેવા માંગું છું તે કવિતાઓ તદ્દન નિરાળી છે. એ કવિતાઓનો પ્રવાહ જુદો જ સ્વાંગ ધારણ કરે છે, કોઈ નિરાળો જ માર્ગ એણે પકડયો છે, કોઈ અનોખી એવી મંઝિલ તરફ એણે વહેવા માંડયું છે.

આંગ્લ કવિઓની અસર નીચે આપણા આ યુવાન કવિઓ પોતાની કવિતાને આ રીતે વહેવડાવે છે. પંક્તિઓનાં ટુકડાઓ કરતી, હરિગીત, ઝૂલણા આદિ છંદોમાં પરંપરિત લયવાળા કાઠામાં કે કાંઠામાં એ પ્રવાહે પોતાનું સ્વરૂપ ધારણ કર્યું છે, કે જે હજી પ્રયોગશીલતાને નામે વગોવાતું રહ્યું છે. એવી થોડી કવિતાઓ હું અહીં રજૂ કરવા ધારું છું. આ કવિતાનાં લક્ષણો શાં?

શ્રી ઉમાશંકર જોષીએ કહ્યું છે કે' સૌંદર્યાભિમુખ બનેલી કવિતાઓ સુખ્યત્વે માનવતામાં સૌંદર્ય જોવા તરફ વળી હતી. એક નાતના ભેંડા માનવતા-વાદથી અનુપ્રાણિત થઈ હતી.' આમ સૌંદર્ય-લક્ષિતા તરફથી માનવતા લક્ષિત તરફ કવિ વળ્યો છે. પરંતુ એ 'માનવતા'ને મૂર્તિમંત કરવા કવિનાં ઉપાદાનો કયા? એ સૂઝથી પોતાનું 'કથ્ય' 'કાવ્યમાં' પલટાવે છે? એનો અંગુલીનિર્દેશ હું થોડા નમૂનાઓની રજૂઆતની સાથે સાથે કરતો જઈશ. પરંતુ તે પહેલાં કવિતાનો આવો કલાઘાટ નિર્માણમાં જવાબદાર એવાં પરિબળોનો થોડો ખ્યાલ આપી દઉં. નિરંજન ભગતના શબ્દોમાં

છટકવા ક્યાંક મથતા આભને આંબી
પકડમાં ગોઠવી
એક
આ ઊભું
તોતિંગ આંખો, દીર્ઘતણા ન્હોર, વહ્નિજ્વાળ જેવી
દૃષ્ટિમા લેતું લપટમાં ખડ્ગ જેવાં પાય અડકાડી.
ઊભું ''

રાજેન્દ્ર શાહ જેવો સૌંદર્યલક્ષી કવિ આ જ મુંબઈના ભૂલેશ્વરનાં એક ઓરડાનું (રૂમનું) ચિત્રણ કરે છે –

" આ ઓરડો તે —
અપક્વ ખોરાક ભરેલ હોજરી સમો —
જહીં ઉંદરની દડાદડી......
શો રાત્રિનો આ અવશિષ્ટ યામ !
છીંડી મહીં બે રડતાં બિડાલ."

શ્રી. ઉમાશંકર જોષી અને શ્રી. મનસુખલાલ ઝવેરી જેવા પીઢ કવિઓને પણ આ નવીનતર કવિઓની અસર જાણે ન લાગી હોય ! એમણે પણ ચીલો બદલ્યો. શ્રી. ઉમાશંકર વિષે એક તુક્કો પણ છે. નવો કવિ પ્રકાશક પાસે પોતાની કવિતા પ્રસિદ્ધ કરાવવા જાય છે. 'કેવી છે?' પ્રકાશક પૂછે છે. 'ઉમાશંકરની કવિતા જેવી ?' 'ઉમાશંકર પહેલાં લખતા એવી છે કે આજે લખે છે એવી? જો પહેલાં લખતા હતા તેવી હોય તો છાપીશ. પરંતુ અત્યારે જેવી લખે છે તે વીશે વિચાર કરવો પડશે.'

ઉમાશંકરની આ કવિતા જુઓ :

"મને મુર્દાની બૂ સતાવે !
ભલેને ફૂલથી ઢંકાયેલાં રૂપે વિહરતાં.
શબો સમાજના શિખરેથી શિખરે વિચરતાં.
જંગલોમાં કાષ્ટ તો ખૂટયાં નથી.
ખુરસીઓ ઘડાયે જાય છે કે
બાગમાં પુષ્પો ખીલ્યે જાય છે.
ને ડોક શણગારાય છે.
અચેતનની આરતીમાં ચેતના હોમાય છે."

શ્રી. મનસુખલાલ ઝવેરીએ હળવાસથી આજની કવિતાને લડાવી. :

ઉમાશંકરને મુર્દાની બૂએ ખરેખર સતાવ્યા, સભાઓમાં, સમિતિમાં, પંચમાંથી એમને એ દુર્ગંધિ પ્રાપ્ત થઈ.

'હું ભિન્ન છું.........
ના, ના,
નથી તબિયત તણું એવું કંઈ,
એ તો હવે એવી જ ચાલે ને ?
ને આગળ કહે છે :
'હું ખિન્ન છું.........
કારણ.........
દોડતી બસમાંથી
પેલા પાનવાળાની દુકાને
આયનામાં
મારું હું પ્રતિબિંબ જોવા ગયો.
પણ જોઈએ હું શકયો નહીં.
હું ખિન્ન છું.'

ગુજરાતી કવિતાનો અદ્યતન પ્રવાહ અહીં વિરમ્યો નથી. એ હજી આગળ વધે છે.

ગુજરાતના કવિઓની વિધેયાત્મક સામગ્રી ( Positive contact ) આગવી છે. પોતીકી છે. ગુજરાતની ભાષાના શબ્દોને અભિવ્યક્તિક્ષમ બનાવી દેવાની હથોટી એમને છે. જે ભાવપ્રતીકો કે ચિત્રકલ્પો યોજે છે એ ગુજરાતની ભૂમિમાંથી ઊગેલા છે. આપણી ભાષાનો એ જ કાલ છે. ભાવને સમંજસ થતી અનુકુળ વાણીમાં 'કાવ્ય'ની પરિસમાપ્તિ સફળતા પુર્વક કવિ કરી શકે છે. એ કરવામાં આજનો કવિ અપૂર્વ એવો કલાસંયમ દાખવે છે. આથી જ આજની ગુજરાતી કવિતા એ વિશ્વસાહિત્યમાં બરોબરી કરી શકે એવી મને લાગે છે.

ગઇ સાલ મકરેરે કોલેજના ક્વીન્સ કોર્ટહોલમાં લંડનની કિંગ્સ કોલેજના અંગ્રેજી ભાષાના પ્રાધ્યાપક પ્રો. બુલોએ રાત્રે નવવાગે, ૧૯૩૯ પછીની અંગ્રેજી કવિતા, એ વિષય ઉપર વ્યાખ્યાન આપેલું. ડિલન થોમસ, ડી. એન એનરાઇટ, ડબલ્યુ. એચ. ઓડન આદિ કવિઓની કવિતાઓ નમૂનારૂપે એમણે રજૂ કરી હતી અને નવીન કવિતાનાં સર્વ સામાન્ય લક્ષણો ઉપસાવવાનો પ્રયત્ન કરેલો-ક્રમભાગ્યે કંપાલાના પચ્ચીસ હજાર ગુજરાતીઓમાંથી હું એકલો જ ત્યાં હાજર હતો. મને લાગ્યું હતું કે મારી ભાષા—ગુજરાતી ભાષાની કવિતા પણ એ કવિતાઓને મુકાબલે કાંઈ કમ તો નથી જ, ઊતરતી નથી. ભલે એને આંબી ન જાય પણ એની તુલનામાં ઊભી રહી શકે એમ તો છે જ. કવિતાઓનો અનુવાદ કરવો એ એક બહુ ભારે બાબત છે. એટલે તુલનાત્મક અભ્યાસમાં ભાષાન્તરની મર્યાદાને કારણે કદાચ આપણી આ કવિતા હારી જાય પરંતુ એથી આપણી કવિતા રહેજે પોતાની પાત્રતા ગુમાવતી નથી.

ગુજરાતી કવિતાનું ભાવિ ઊજળું છે. પરંતુ એની લોકપ્રિયતા ચિન્ત્ય છે લોકપ્રિયતા એ મુલ્યવત્તાનાં ધોરણ તરીકે સ્વીકારાતી નથી. ગુજરાતી સાહિત્ય અલ્પધન સાહિત્ય છે. એ શોચનીય નથી,

અત્યારે જ કંપાલામાં થાના, નાઈજીરિયા, સિએરા, લિઓના વગેરે આફ્રિકાના જુદા જુદા પ્રદેશોમાંથી આવેલ આફ્રિકન કવિઓની કવિતાઓ સાંભળવાની તક મળી. કવિતાઓ અંગ્રેજી ભાષામાં લખાઇ પણ વિષયો પોતપોતાનાં દેશનાં હતા. એ કવિઓ સ્વભાષામાં પણ લખતા હશે. વિશ્વસાહિત્યમાં પ્રવર્તમાન (અદ્યતન) વલણોને તેઓ સ્વભાષામાં અપનાવતા હશે. આવું જ ગુજરાતી ભાષાનું પણ છે. અલ્પ વિકસિત સાહિત્યને માટે ઉત્તરોત્તર વિકાસનાં સોપાનો ચઢવાની તકો આજનાં વિશ્વસાહિત્યનાં સંપર્કને કારણે પૂરી પડે છે. આ એક અદકો લાભ છે. આવો લાભ પૂર્વ આફ્રિકામાંથી નિપજતાં ગુજરાતી સાહિત્વને પણ અવશ્ય મળી શકે. (જો ચેરા હોય તો).

શ્રી. રતિલાલ છાયાએ પૂર્વ આફ્રિકામાં પ્રવાસ કર્યો અને પૂર્વ-આફ્રિકાનાં પ્રેક્ષણીય સ્થળો વિષે સુંદર કાવ્યો લખ્યાં જે સંસ્કૃતિમાં પ્રગટ થયા હતાં. અહીં કાવ્યક્ષમ વિષયો અનેક છે. આફ્રિકાના જુદા જુદા દેશો જે સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યા છે, બહુવર્ણી પ્રજાઓનો અહીં જે રંગમેળો જામ્યો છે. આફ્રિકન પ્રજાઓની જાગૃતિ, નવનિર્માણ, શહેરીકરણની સમસ્યાઓ, પલટાતી પરિસ્થિતિમાં આ દેશની પ્રજાઓનું ઘડાતું જીવન–નવીન વ્યવસ્થાઓ સાથેનો એમનો સંઘર્ષ વિગેરે એવા અનેક વિષયો છે. એક દાખલો આપું, એક યુગાંડિઅન જોબનવંતી કન્યાનો યુનિફોર્મ જ્યાં ન નવાવો જોઇએ, ત્યાં જોબનાઇના જોરે તવાઇને ફાટી ગયો. મને થયું આ એક સમસ્યા છે ચાલો આધુનિક શૈલીએ રજૂ કરીએ ! એ યુવતીના બાપના મનમાં શા વિચારો જન્મ્યા હશે ? નવા યુનિફોર્મના પૈસા આપવા પડશે કે ત્યારે?

સ્કુલ માટેનું ફ્રોક
ફાટી ગયું
તારી જુવાની મોંઘી પડી !

દંપાલાના મંદિર આગળથી પસાર થાઉં છું—એક ઉલળવીલી કન્યાને મંદિરનો "પ્રેમસ્થાન" તરીકે ઉપયોગ કરતી જોઇને મારા મોઢેથી સરી પડયું.

નાઇલોન મંદિરે ગયું,
લાલરંગે
રંગાઈ ગયું !

માનું છું કે શ્રી. નિરંજન ભગત જેવો કોઇ કવિ અમારા રોડ પર એક રવિવારની સાંજે રેલવે સ્ટેશનથી એરિયન સિનેમા સુધી લટાર મારે તો એવું તો સુંદર કાવ્ય સ્ફુરે કે ન પૂછો વાત !

આજના ગુજરાતી સાહીત્ય સંમેલનના ' સાહિત્ય 'ને આબાદ રીતે બાદ ન રખાય એ બાબતની તકેદારી મારે રાખવી જોઇએ એમ થયા કરતું હતું. એ ધૃષ્ટબુદ્ધિ હતી કે કર્તવ્યબુદ્ધિ ? મારો આ ચિંથરેહાલ નિબંધ એ તકેદારી રાખી શકયો છે કે કેમ એ આજના આ માન્યવર વિદ્વાનો કહી શકશે પરંતુ એક વસવસો રહી જાય છે કે આ સંમેલનમાં ગુજરાતના પ્રતિનિધિ કવિ-લેખક-વિવેચક, સાહિત્યમણી શ્રી. ઉમાશંકર અને એવા જ બીજા નિરંજન ભગત નથી એમનું અત્રે સ્મરણ કરી, કરાવી હું વિરમું છું.

# ઉદ્દઘાટન પ્રવચન

પૂજ્ય શ્રી શંકરાચાર્ય મહારાજશ્રી, પ્રમુખશ્રી શ્રી જ્યોતીન્દ્રભાઈ અને અન્ય વિદ્વાન સાહિત્યકાર બંધુઓ–ભાઈઓ અને બહેનો. પૂજ્યશ્રી શંકરાચાર્ય મહારાજશ્રીના આશિષવચનોથી આ સમેલન આજે શરૂ થાય છે એ માટે આપણે એઓશ્રીના આભારી છીએ. અહીંની સાહિત્ય સભાએ મને આ સાહિત્ય સંમેલનનું ઉદ્દઘાટન કરવાનું જે બહુમાન આપેલ છે તે માટે એમનો આભાર માનું છું.

જીવનમાં કેટલીકવાર એવી ક્ષણો આવે છે. જ્યારે એને માટે આપણે તૈયાર નથી હોતા એવી ક્ષણ આજે મારા માટે છે. મને જ્યારે કહેવામાં આવ્યું કે મારે આ સાહિત્ય સંમેલનનું ઉદ્દઘાટન કરવાનું છે. ત્યારે મારા માટે એ એક મોટી વાત બની રહી.

હું સાહિત્યનો રસાસ્વાદુ માણસ છું મને સારા પુસ્તકો વાંચવાનું ગમે છે. મને અનેક ગ્રંથોમાંથી માનવતાનો મહામૂલો વારસો જોવા મળ્યો છે. આપણું સાહિત્ય ચિંતનથી, તત્ત્વજ્ઞાનથી સમૃદ્ધ બનેલું છે. સરસ્વતીચંદ્રથી શરૂ થઈને આજના સાહિત્યકાર સુધીની લાંબી મજલ એ વાતની સાક્ષી પૂરશે.

અહીં બહુ ઊંડાણથી ઉતરવાનો કે આ પ્રશ્ન ચર્ચવાનો વખત નથી અને મારો એ અધિકાર પણ નથી આમ છતાં સાહિત્ય વાડીના ફુલોએ મને સુગંધથી ભરી આપેલ છે. મારે મન સાહિત્યની નાનીશી વ્યાખ્યા એક જ છે. કે સાહિત્ય માનવના સુષુપ્ત મનને જાગ્રત કરે, ઉદાત્ત ભાવનાઓને સ્પર્શ કરે અને ઊચ્ચ ભૂમિકાએ લઈ જાય.

અહીં આપણી સાથે આપણી સમક્ષ આજ પાચ સાહિત્યકાર વિદ્વાનો છે. ગુજરાતમાં એમનું અગ્રગણ્ય સ્થાન છે. સાહિત્યમાં એમની રચનાઓનું ઘણું મૂલ્ય છે. ભાઈશ્રી જ્યોતીન્દ્રભાઈ, ચંદ્રવદનભાઈ, પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર અને પિતાંબર પટેલ ગુજરાતી સાહિત્યના આ ધૂરંધરો છે. આપણે એમની કૃતિઓ દ્વારા એમને પિછાનીએ છીએ. નજરે જોવાનો ઊંડો પરિચય કરવાનો અવસર આપણને આજે સાહિત્ય સભા–જિંજાએ આપ્યો છે. તમારા સૌ વતી મહેમાનોનું સ્વાગત કરૂં છું. અને એમની સર્જનકલાનો આછો પરિચય ભાઈ પીતાંબરભાઈ આપણને આપશે એવી આશા છે. આ સાહિત્યકારોની ઉપસ્થિતિ આપણામાં સાહિત્યની અભિરુચિ પેદા કરશે. મારૂં વક્તવ્ય પૂરું કરું તે પહેલાં આ ભૂમિનું આછેરું દર્શન મહેમાનોને કરાવવું ઉચિત્ત થશે.

આ ભૂમિ ઐતિહાસિક ભૂમિ છે. નાઈલની જન્મભોમિકા છે. અહીંથી નજીક જ મહાન નાઈલનો ઉગમ થાય છે. વિક્ટોરીઆ સરોવર દુનિયા ભરનું મીઠા પાણીનું મોટું સરોવર ગણાય છે. જગવિખ્યાત સપનફોલ્સ, આજે તો એનું આછેરું સ્મરણ માત્ર રહ્યું છે તે અહીં હતો. અને જેણે એ જોયો છે તે સૌ સાક્ષી પૂરશે કે એની ભવ્યતા કદી ભુલાશે નહિ.

ઇજીપ્તની રણભૂમિને સજીવ કરતી આ નાઈલ માઈલો સુધી મંજલ કાપતી વહી રહી છે. એને બંને કાંઠે ભવ્ય વનશ્રી સુંદરતા પાથરી રહી છે. અને હજારો માનવીનાં હૈયાને તૃપ્ત કરતી, આનંદથી છલોછલ ભરી દેતી આ નાઈલ વહી રહી છે. એના કાંઠે જીવન પાંગરતું રહ્યું છે.

આપણા ભાઈઓ વરસો પૂર્વે અહીં આવ્યા હતા. અનેક મુસીબતો વચ્ચે જીવન જીવવાનાં ફાંફાં આપણે મારવાનાં રહ્યા હતાં.

આજે જે કાંઈક સમૃદ્ધિ કે શ્રી દેખાય છે, તે વરસોની સાધનાનું પરિણામ છે. વરસોના અતૂટ પરિશ્રમનું ફળ છે. અહીં આજે નવજીવન ધબકી રહ્યું છે. સમગ્ર આફ્રિકા ખંડ જાગ્રત બની રહ્યો છે. અને એનો માનવી દુનિયાની સાથે કદમ મિલાવવા ઉતાવળો બની રહ્યો છે. અહીં આજે સ્વાધીનતાની શરણાઈઓ વાગી રહી છે. સૂતેલો માનવી જાગે છે. કહેવાતો અંધારિયો ખંડ આળસ મરડીને બેઠો થઈ રહ્યો છે. પ્રકાશનાં કિરણો એના દેહ ઉપર પડી ચૂકયાં છે.

આ ભૂમિને અમે ચાહી છે. અમારી માતૃભૂમિ જેવી હૂંફ એણે અમને આપી છે અને એની જાગૃતિ ને વિકાસમાં અમે અમારો નમ્ર ફાળો આપી રહ્યા છીએ. આવા સંક્રાંતિ સમયે તમે સૌ સાહિત્યના મશાલચીઓ, સાધકો અમારે આંગણે આવ્યા છો ત્યારે અમારી આશાઓ, અરમાનો, ઉમંગો, વેદનાઓ અને અમારી લાગણીના પડઘાઓના શાક્ષી બની રહેશો અને તમારી કૃતિઓમાં એની ઝલક વણી લેશો.

તમારા સૌનું સ્વાગત કરતાં ખૂબ આનંદ અનુભવું છું. આપણા સૌ માટે આ એક ઐતિહાસિક મિલન ઘડી છે.

જીવનલાલ વિઠ્ઠલદાસ મઘવાણી

# સ્વાગત પ્રવચન

શ્રીમન પ્રમુખશ્રી, માનનીય સાહિત્યકાર મહેમાનો, ભાઈઓ અને બહેનો —

આજે આ શુભ્રસલિલા, મહાપ્રાણ પૂ. ગાંધીબાપુની અસ્થિરજે પવિત્ર નીલગંગાના તટે વસેલી નાનકડી જિંજાનગરીમાં યોજેલા સાહિત્ય-સમ્મેલન નિમિત્તે આપનું સ્વાગત કરતાં મને હર્ષ થાય છે. સદ્ભાગ્યે સમ્મેલનની આદિમાંજ પૂજ્યપાદ શંકરાચાર્યજી મહારાજના આશીર્વાદ આપણે પ્રાપ્ત કરીએ છીએ.

આજે આફ્રિકા યુગાન્ડાની સ્વાતંત્ર્યઉષા ક્ષિતિજ પર પ્રથમ સોપાને સ્થિર છે. વ્યવસ્થા, વિજ્ઞાન, કુનેહ, સ્થિર અને ભૌતિક ઉન્નતિના શિખરેથી પાશ્ચાત્ય રાજકારણ આ દેશના સ્વાતંત્ર્યના સૂત્રધારો સાથે સમજાવટપૂર્વક કામ લઈ રહ્યું છે. અહીંની હિન્દી વસાહતના શ્રમસીંચન અને તે દ્વારા નિર્મિત ઉદ્યોગપ્રગતિનો સ્વીકાર થયો છે, ને પાછલી પેઢીના પરિશ્રમ ધૈર્ય અને સૂઝના પરિપાક રૂપ મખમલ ફૂલ ખીલ્યાં છે. જેમના ભૌતિક અને માસિક વિકાસની પ્રથમ પંક્તિઓ ઇતિહાસફલક પર લખાઈ રહી છે, છતાં જેઓ સ્વરાજ્યના જન્મસિદ્ધ અધિકાર પ્રત્યે પૂર્ણતયા જાગૃત છે, એવા આફ્રિકન પ્રજાતંત્રમાં આ ફૂલોનું ફળોમાં કેવું રૂપાંતર થશે એવી વિમાસણમાં અત્યંત વ્યગ્ર છતાં વાણિજ્યપ્રિય ને વ્યવસાયરત ગુજરાતી પ્રજા સાહિત્ય, ચિત્ર નાટ્ય પ્રત્યે જાગૃતિ બતાવી રહી છે એ આનંદનો વિષય છે. આ સમ્મેલનના સ્વાગતાધ્યક્ષાનું સ્થાન મને આપવામાં આવ્યું છે તેને હું સદ્ભાગ્ય સમજું છું. ને ભારતથી પધારેલા મહામના સાહિત્યકારો, પૂર્વ આફ્રિકાના સાહિત્યરસિક ભાઈબ્હેનો ને

શ્રોતાજનોનું સ્વાગત પરસ્પર સૌને શુભ નીવડો એવી પરમાત્માને પ્રાર્થના કરું છું. વ્યવસાયોની વ્યસ્તતાવશ આપણા પ્રયત્નોની પરિમિતતા પ્રત્યક્ષ છે. પોતાનાં ક્ષેત્રોમાં મહતકીર્તિપ્રાપ્ત એવા આપણા સાહિત્યકાર મહેમાનોની પ્રતિભા *ઝીલવાનાં આપણાં પાત્ર નાનકડાં છે,* એમ છતાં ભાવનાની સભરતાને લક્ષ્યમાં લઇ અમારા સ્વાગત, આતિથ્યની ક્ષતિઓ ક્ષમ્ય કરશો એવી અપેક્ષા અસ્થાને નથી જ. અનેક અલ્પતાઓ સાથે પણ ઉદ્દેશ નિરપેક્ષ, નિર્વ્યાજ ગુજરાતી સાહિત્યપ્રત્યેની નિષ્ઠા અને જનજાગૃતિનો છે એ નિર્વિવાદ છે.

આપણા અતિથિ લેખકોએ પોતાના લેખન દ્વારા ગુજરાતના ગૃહસંસ્કારમાં, સમાજજીવનમાં, ને ગાંધીપ્રતિભાથી પ્રભાવિત રાજકીય જીવનમાં તળપદી ગુજરાતી રીતે વ્યક્ત થતી ભારતીય પરંપરાઓના પ્રાણધબકારા પૂર્યા છે. આત્માને અલ્હાદિત કરે, અંતરમાં અજવાળાં પાથરે ને બુદ્ધિને જાગ્રત કરે, વળી હાસ્યચમકારા દ્વારા તાજગી અને સ્ફૂર્તિ ભરી દે એવી સંજીવની તેમણે ગુજરાતી સાહિત્યને અર્પી છે. તેઓ આપણે આંગણે પધાર્યા છે તે કંઇ નાનીસુની વાત તો નથી જ આ સત્સંગનું સ્વાતિબિંદુ આપણી છુટી છવાઈ વેરાયેલા સાહિત્ય સર્જનેચ્છુ છીપલીઓમા મુક્તાફળનું સર્જન કરો એવી આંતરિક શુભેચ્છા છે.

આજે સંસાર રાજકીય રીતે United Nations દ્વારા સમન્વય સાધવાના પ્રયત્નો કરી રહ્યો છે. આર્થિક સંતુલનો તરફ રશિયા અને અમેરિકા પોતપોતાની રીતે દૃષ્ટિ રાખે છે. પ્રજાસત્તા અને સામ્યવાદનાં જૂથોની રાજ્યશતરંજના પ્યાદાં પણ પોતપોતાની ચાલોને વશ વર્તે છે. વિજ્ઞાને દૂરને આંતરીને સંસારના સીમાડાઓ *સાંકડા કર્યા છે, પણ આ સીમાડાઓનેસુવર્ણ કે લોહ–ધન કે શસ્ત્રોની* શંખલાઓથી બાંધવા જતાં વૈજ્ઞાનિક પુરુષાર્થ વ્યર્થ થઈ રહ્યા છે

એવું આપણે જોઈએ છીએ. એને તો મૈત્રી અને કરુણાની ભાવનાત્મક શૃંખલાઓનું રુજ્જુબંધન જ વીંટળાઈ શકશે. આ કાર્ય યુગે યુગે સાહિત્ય સર્જકો જ પોતપોતાના દેશ અને સમાજમાં કરતા આવ્યા છે અને પ્રતિભાવંતો ભાષાઓના કવચ ભેદીને પણ વિચાર જગતની એકતા અવતરિત થતા આવ્યા છે. વિજ્ઞાને સિદ્ધ કરેલા સામીપ્યને માનવીના મોટાં મન જ સાર્થક કરી શકશે. આ કસોટી વ્યક્તિ કે સમૂહને સરખીજ લાગુ પડે છે માનવતાની મહાનતામાંથી સંવાદિતાનું સર્જન શક્ય છે. આપ સમુદ્રો આંતરીને આવ્યા છો, તો આ સમેલનમાં એવી સંવાદિતાનું સર્જન થાઓ એવી અભિલાષા છે.

અહીં પધારેલા સાહિત્યકારોથી આપણે એમના સાહિત્યદ્વારા પરિચિત છીએ એમના સાહિત્યનું વિશ્લેષણ કરવાની મારી યોગ્યતા નથી અહોભાવ જ છે. તેઓ અહીંતહીં વાણીના ચમકારા કરનાર ખદ્યોત આગિયા જ નથી માનવના મનો સમુદ્રમાં ઊંડા ઊતરી ગુણવત્તાના મોતી શોધનારા મરજીવા છે. ચીંથરે વીંટયા રત્નોના આત્મ બળના પારખુ ઝવેરીઓ છે સાહિત્યકાર તરીકે તેમની સંગ્રાહકા દૃષ્ટિ પોતાની આગવી રીતે બધુ જુએ તે સ્વાભાવિક છે. આ દેશ પુર્વ આફ્રિકા વિષે પરમીટિયા વર વૈભવના સાચાખોટા વર્ણનથી લોભાયેલી કન્યા સભાઓના શિસ્તની પ્રશંસા રળિયામણી લીલીકુંજ ધરતી વિગેરે વિષે તો થોડું લખાયું છે, હાસ્યદૃષ્ટિએ નવાજમાનાના માનવને નવી ઉક્તિમાં ચોકઠામાં બેસાડતા શ્રી જ્યોતીન્દ્રભાઈએ પહેલું સુખ તે પર્ઇસા રળ્યા, બીજું સુખ તે ઘેર દીકરા ત્રીજુ સુખ રૂપવંતી નાર કરીને ચોથુ સુખ તે તક્ર સાધવાવાળા સિવો પણ જેમ ભારતમાં તેમ અહીં પણ અહીં તહીં પોતાની વાણીને અર્થ અનુસર્યો છે, એવો છુપો આનંદ આપતા હશે.

'બાંધ ગઠરિયાં, છોડ ગઠરિયાં ના અંકરાપ્રવાસી ને નાટયશાસ્ત્રના અભંગ રસશાસ્ત્રાં. જે જોયું તેની સારી ખોટી બાજુની ચન્દ્રના તેજ

ને કલંકની તીક્ષ્ણદૃષ્ટિએ નોંધ લે તેવા શ્રી ચન્દ્રવદનભાઈ પણ કાંઈક બાંધ-છોડ કરતા હશે. 'માનવીની ભવાઈ અને 'લોહીની સગાઈ' ને 'ખેતરને ખોળે'ના ખમીરવંતા તળપદા પાત્રોના સર્જક પીતાંબરભાઈ ને પન્નાલાલભાઈને પણ અહીં નિજ નિજ દૃષ્ટિએ કંઈ લાધ્યું હશે. સામાજિક સંસાર સુધારાના અગ્રદૂત શ્રી ઇશ્વરભાઈ પેટલીકરે પણ અહીંના સમાજજીવનના વિવિધ પાંસાઓ નાણ્યાં હશે. આ દેશના નિબીડઘન જંગલોમાં સીંચાયેલા શ્રમ, શૌર્ય, દાન ને ધૈર્યનો, **सवसे हिलमिल चालिये, नदीनाव संजोग** " ની ઉક્તિને ડગલે ને પગલે વર્તનમાં જીવનાર આ હિન્દી ગુજરાતી માનવમેળાનો એમના ભાવિ સાહિત્યમાં સમાવેશ થશે જ, વિવિધ ને જુજવાં રૂપે ઝળકશે એવી મારી શ્રદ્ધા છે, આશા છે.

પુનશ્ચ આપ સહુને હાર્દિક સુસ્વાગતમ્ કરી અને આપે લીધેલા શ્રમબદલ, સહુની આ પ્રસંગે સારી ઉપસ્થિતિ બદલ સ્વાગતમ કાર્યમાં સહાય કરનાર સહુ ભાઈ બહેનોના સદ્‌ભાવ બદલ સહુનો હાર્દિક આભાર માની હું મારું સ્થાન લઈશ.

શ્રીમતી ભાનુબહેન કોટેચા

# આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓનું ઉદ્ઘાટન

જિન્જા ખાતે યોજવામાં આવેલી સહિત્યપરિષદના કાર્યક્રમમાં ભાગ લેવા તથા પરિષદોનું સંચાલન કરવા માટે મને અહીં બોલાવવામાં આવ્યો છે. પણ આ એક નવું જ કામ નીકળી આવ્યું. મારે હાથે કથાકનું ઉદ્ઘાટન થવાનું છે એનો મને ખ્યાલ નહોતો.

અમારે ત્યા એટલે હિન્દુસ્થાનમાં–ઉદ્ઘાટનની ક્રીયા મોટે ભાગે પ્રધાનો–મિનિસ્ટરોને હાથે કરવામાં આવે છે. હું પ્રધાન નથી. અહીંના મંડળના સંચાલક ભાઈઓને એવો વહેમ પડયો હોય એમ પણ એમની વાતચીત પરથી મને લાગ્યું નથી. વર્તમાનમાં ભલે પ્રધાન ન હોય. પણ ભવિષ્યમાં થાય એવો સંભવ હોય તેવાઓની કોટિમાં પણ હું આવી શકું એમ નથી.

પુસ્તકનું નામ છે આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ એ વાર્તાઓ આફ્રિકાની છે. એટલે કે આફ્રિકા વિષેની છે, અથવા તો આફ્રિકામાં વસતા લોકોએ લખી છે. એમ કહેવાનું સાહસ એ વાર્તાઓ વાંચ્યા વિના પણ કરી શકું. પણ એ શ્રેષ્ઠ વાર્તાઓ છે કે નહિ તે હું કહી શકું નહિ. એ ગમે તે હોય, ગુજરાતથી એટલે દૂર રહીને પણ આફ્રિકામાં વસતા આપણા લેખક ભાઈઓ સાહિત્યસર્જનની પ્રવૃત્તિ ચાલુ રાખે એ બહુ ઉત્તમ વાત છે.

ગયે વર્ષે 'સવિતા' માસિક તરફથી નવલકથાની હરીફાઈ યોજવામાં આવી હતી. હરીફાઈમાં એટલી બધી નવલકથાઓ આવી હતી કે નિર્ણાયકોને એ વાંચી જતાં છસાત મહિના લાગ્યા. એમાં મુંબાઈના ગુજરાતના લેખકો ઉપરાંત આફ્રિકાના લેખકોએ પણ



શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રમુખ, સાહિત્ય સંમેલન
૧૯૬૨

ભાગ લીધો હતો. અહીં આફ્રિકામાં આવીને જણાવતાં મને હર્ષ થાય છે—ગુજરાત કે મુંબાઈમાં કદાચ ન થાત, પણ અહીં થાય છે કે એ હરીફાઈમાં પ્રથમ પરિતોષિક એક આફ્રિકાવાસી ભાઈને મળ્યું હતું. આફ્રિકામાં Talent–પ્રતિભા છે. એમા કોઈ સંશય નથી. અને એ અભ્યાસથી વધુ પરિપક્વ થશે એમાં પણ સંશય નથી. અભ્યાસ એટલે કાંઈ વસ્તુ વારંવાર કરવી તે. અભ્યાસને કારણે માણસ પરિપક્વ થાય છે, એની કલમ પણ પરિપક્વ થાય છે.

મને કહેવામાં આવ્યું છે કે અહીંની જમીન બહુ ફળદ્રુપ છે. હળ ફેરવવાની પણ જરૂર પડતી નથી. પણ અમે ભાઈ ચંદ્રવદન, પીતાંબર, પન્નાલાલ, ઈશ્વર પેટલીકર વગેરે આવ્યા છીએ તે હળ ફેરવવાનું કામ થોડેઘણે અંશે કરી જોઈએ તો સારું હળ સાથે બળદ પણ યાદ આવે જ. અમારામાંથી હળ કોણ ને બળદ કોણ તે કહેતો નથી. પણ બળદ એટલે બળ આપનાર એવો અર્થ પણ થાય છે તેની યાદ આપું છું.

હવે હું રીતસર, વિધિસર આ પુસ્તકનું ઉદ્‌ઘાટન કરું છું. પુસ્તક ઊઘડતાં પૃષ્ઠ ૧૫૭મું નીકળ્યું છે તે બહુ સૂચક છે. સંપાદક પણ ભાઈ સૂચક અને એમના સાથીઓએ જ કરેલું છે ને! આવતા વર્ષે ૧૫૭ શ્રેષ્ઠ વાર્તાઓના સંગ્રહનું પુસ્તક પ્રસિદ્ધ થશે એવી આશા રાખું છું ભાઈ શ્રી. સૂચક, બળવંત નાયક અને ભાનુશંકર વ્યાસને શ્રેષ્ઠ વાર્તાઓના સંપાદન બદલ અભિનંદન આપું છું.

આ પુસ્તકનું વિધિસરનું ઉદ્‌ઘાટન થઈ ગયું એટલે હવે આપ સૌ એ વાંચી શકશો: પરંતુ વાંચતા પહેલાં વસાવી લો અને વસાવતા પહેલાં વેચાતું લ્યો એ વધુ સારું છે.

શ્રી. જ્યોતીન્દ્ર દવે

## સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી

### હું સાહિત્યકાર કેમ થયો

'હું સાહિત્યકાર કેમ થયો' તે વિષે બધા બોલ્યા તો હું પણ કહું કે હું કેમ થયો? જેમ દેખાદેખીથી ઘણાં પરણે છે. તેમ હું પણ દેખાદેખીથી—હા પરણ્યો એ વાત સાચી. પણ અહીં કહેવા એ માગું છું કે હું દેખાદેખીથી બીજા લેખકોનું વાંચી વાંચી લખતો થયો. ટૂંકમાં જેમ બધા કરે છે તેમ મેં પણ કરવા માંડયું.

પહેલાં મેં નાની-નાની કવિતાઓ લખવા માંડી. કોઇ કોઇ વાર કોઈ મિત્રને એ વંચાવતો પણ ખરો-જ્યારે એવી હિંમત, વર્ષો બાદ મારામાં આવી ત્યારે, પણ એ મારા સિવાય બીજા કોઇને ગમતી ખરી કે નહિ તે હું તે વેળા સમજી નહોતો શકયો. હવે સમજું છું કે નહોતી ગમતી.

એકવાર શીઘ્ર કવિતા રચવાની હરીફાઈમાં મને ઇનામ મળ્યું. તે પછી મારા એક મુરબ્બી સગા મને 'કવિરાજ' કહીને બોલાવતા. મારી કવિતા મારા સિવાય બીજાઓનું બહુ આકર્ષણ કરી શકતી નથી, એવો અનુભવ થતાં એ કામ મેં છોડી દીધું. પરંતુ પેલા મારા મુરબ્બીએતો મને 'કવિરાજ' કહીને જ બોલાવવાનું ચાલુ રાખ્યું. નાનાલાલ કવિ જ્યારે સુરત આવતા ત્યારે એમને ત્યાં ઊતરતા. એકવાર એ એમ એમને ત્યાં આવીને ઊતર્યા હતા ત્યારે હું અમારી 'કોલેજ'માં ભાષણ આપવા આવવા માટે એમને નિમંત્રણ કરવા સારુ ગયો. પેલા મારા મુરબ્બીએ કવિ નાનાલાલને મારો પરિચય કરાવતાં કહ્યું, " તમે ભલે ગુજરાતના કવિરાજ હશો. અમારા

તો આ કવિરાજ છે." નાનાલાલે મને પૂછ્યું, "તમે કવિતા લખો છો?" મેં જવાબ દીધો. "એવી મૂર્ખાઈ પહેલાં કરતો હતો, હવે કરતો નથી." મારો જવાબ સાંભળી નાનાલાલ છેડાઈ પડ્યા. "કવિતા લખવાને તમે મૂર્ખાઈ કહો છો? તો મને નિમંત્રણ શા સારુ આવ્યા છો? જાઓ હું નહિ આવું. જાણો છો ને હું કવિતા લખું છું!" "મુરબ્બી", મેં જવાબ આપ્યો, "હું તો મારે માટે કહેતો'તો. હું કવિતા લખું તે મૂર્ખાઈ, અને-અને આપ ન લખો તે"

નાટ્યલેખક, દિગ્દર્શક અને અભિનેતા થવાના કોડ પણ જાગ્યા હતા. એ વિષેનો પ્રથમ અનુભવ પણ કંઈક આવો જ થયો હતો. મેં બહુ નાની ઉંમરે એક નાટક લખ્યું. પંદર મિનિટ પણ માંડ ચાલે તેટલું. પાત્રો ત્રણ જ. હું, એટલે નાટકનો નાયક-રાજા. મારો પ્રતિસ્પર્ધી-દુષ્ટ, લુટારુ બધી વાતે પૂરો એવો દુશ્મન રાજા. એને એક છોકરી. અલબત્ત, મૂળ છોકરો પણ નાટકને માટે, અને નાટક પૂરતી છોકરી એને માટે એ બંને રાજાઓ લડે. એ જ નાટકનું મુખ્ય વસ્તુ મારી સામે પ્રતિસ્પર્ધીની ભૂમિકા અમારા જ મહોલ્લામાં રહેતા એક હજામના છોકરાને સોંપી હતી. અમારા બંને વચ્ચે ખૂનખાર યુદ્ધ થાય, એમાં પેલો પ્રતિસ્પર્ધી-હજામનો છોકરો હારી જાય. મારે પગે પડી ક્ષમા માંગે, જીવનદાનની યાચના કરે ને હું એને નીચ, ચાંડાલ. આ વાર તો જવા દઉં છું. કહીને પેલી છોકરામાંથી બનાવેલી છોકરીનો હાથ પકડીને ચાલ્યો જાઉં છું ને નાટક પૂરું થાય છે.

નાટકની બધી તૈયારી કરી. પાટિયાનાં ખોખાં મૂકી સ્ટેજ બનાવ્યું. મારી માતાના બે એક સાડલાના પડદા બનાવ્યા અને એક સાડલો પેલા છોકરામાંથી નાટકને માટે બનેલી છોકરીને પહેરાવ્યો

તો શું પણ એને વીંટાળ્યો. થોડાક મિત્રો જોવા પણ આવ્યા હતા. પછી પડદો અમે હાથ વડે ખસેડી ખસેડીને ઉઘાડ્યો. નાટક શરૂઆતમાં તો ઠીક ચાલ્યું. સંવાદો બોલાયા. છેવટે યુદ્ધ જાહેર થયું અને તે પછી આખા નાટકનું સ્વરૂપ બદલાઈ ગયું. પેલો દુશ્મનનો છોકરો મજબૂત હતો અને હું હતો માયકાંગલો અને એ દુશ્મનના છોકરાને આ વાતનું બરાબર ભાન પણ હતું. અમારી વચ્ચે લડાઈ થઈ અને યુદ્ધ હજી પુરેપૂરું જામે તે પહેલાં એણે મને પટકીને નાખ્યો નીચે. ને ચડી બેઠો મારી છાતી પર. મેં ધીરે સાદે તેને કહ્યું, "અલ્યા, તારે તો હારી જવાનું છે." મોટે અવાજે એણે ગર્જના કરી, "હારી જાઉં?—સાલા, તારાથી?" અને એમ અમારું નાટક પૂરું થયું.

એ પછી વાર્તા પર મેં હાથ અજમાવ્યો. પણ અમારી જ્ઞાતિના ગોળમટોળ શરીરવાળા ગોરમહારાજને લાગ્યું કે 'આણે તો મારા પર વાર્તા લખી છે. એટલે એણે મારા પર—મારા શરીર પર—હાથ અજમાવવાની ધમકી આપી. આપણે વાર્તા લખવાનું બંધ કર્યું.

એ પછી, અમે એક હસ્તલિખિત માસિક કાઢતા. તેમાં એક હાસ્યરસનો લેખ બધાએ વારાફરતી લખવો એમ નક્કી થયું. એ બધા લેખોમાં મારો લેખ સૌને ગમ્યો. અને મારે માથે હાસ્યરસિક ચર્ચા લખવાની ફરજ આવી પડી. કદાચ હસવામાંથી ખસવું તો નહીં થાય, એવા ભય સાથે મેં એ ફરજ માથે ચડાવી.. પણ હવે તો ખસવા ધારું તો યે ખસાતું નથી..હું કંઈક ગંભીર વાતો કરું તો યે લોકો હસવા મંડી પડે છે. એક શોકસભામાં શ્રી. ક. મા. મુનશી પ્રમુખસ્થાને હતા તેમણે મને મૃત વ્યક્તિ માટે શોકનો ઠરાવ રજૂ કરતા જણાવ્યું. હું ઊભો થયો અને પ્રમુખ તથા સભાજનોને



ડાબી બાજુથી : શ્રી પન્નાલાલ, શ્રી ઇશ્વર પેટલીકર, શ્રી પીતાંબર પટેલ,
શ્રી જ્યોતીન્દ્ર દવે (પ્રમુખ : સંમેલન) શ્રી હરિપ્રસાદ પૂ. જોષી (મંત્રી)

સંબોધન કર્યું તે સાથે લોકો હસી પડ્યા. શ્રી. મુનશીજીએ ટકોર કરી કે આ 'શોકસભા' છે એટલે 'શોક-સભાને' બદલે જાણે 'જોકસભા' ન સંભળાયું હોય તેમ શ્રોતાજનો પણ હસી પડ્યા.

આમ કહેવામાંથી ખસવું થાય એ કહેવત મારી બાબતમાં તો ખોટી પડી છે.

# પ્રમુખનો ઉપસંહાર

આપના સમક્ષ ઠરાવો મૂકવામાં આવ્યા, તેને રીતસરનો ટેકો મળ્યો અને એ સર્વાનુમતે પસાર પણ થયા.

ઘણીવાર એવું બને છે કે પહેલાં ઠરાવો પસાર થાય, પછી ઠરાવો પસાર કરનારા સૌ પસાર થાય અને છેવટે સમય પસાર થાય. પણ ઠરાવનો અમલ થાય નહીં. આ ઠરાવોનું એમ ન થાય એમ ઇચ્છું છું. બધા ઠરાવોનો પૂરેપૂરો અમલ તત્કાળ તો શક્ય નથી, પરંતુ ધીરે ધીરે એનો અમલ કરતા રહેશો તો પણ ઠરાવ મૂકનારની ઇચ્છા ફળ્યા વિના નહિ જ રહે. આફ્રિકામાં રહીને તમે સંપત્તિ પ્રાપ્ત કરી છે. તેને વધારતા રહો એ યોગ્ય છે. જોડે જોડે ગુજરાતના જે સંસ્કારધનના તમે વારસ છો તે જાળવી રાખો—બને તો અને બને તેટલા પ્રમાણમાં—તે વધારતા રહો એ પણ આવશ્યક છે.

આવાં સાહિત્યસંમેલનો દર વર્ષે નહીં તો પણ બે કે ત્રણ વર્ષે એકવાર તો અચૂક ભરાય એ જરૂરી છે. એથી ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત લેખકોને અહીં આવવાની, તમારી સાથે મળવા-હળવાની, તેમના વિચાર તમને જણાવવાની ને તમારા વિચાર પોતે જાણવાની તક મળશે. પરસ્પરના વિનિમય વગર બીજા વ્યાપાર પેઠે વાગ્વ્યાપાર કે સાહિત્ય ને સંસ્કારનો વ્યાપાર પણ ચાલતો નથી.

અહીંના માધ્યમિક શાળાઓમાં ગુજરાતીનું શિક્ષણ અપાય છે તે સાચું, પણ જોડે જોડે કાચું પણ કહી શકાય એવું છે. કાચું એટલા માટે કે એની સાથે ચાલુ અનુસન્ધાન રહી શકતું નથી. આટલા માટે, ગુજરાતની સાહિત્યપરિષદે જે પરીક્ષાઓની

યોજના કરી છે, તેને માટે અહીં વિદ્યાર્થીઓ તૈયાર થાય એ ખાસ જરૂરનું છે, એથી ગુજરાતી સાહિત્ય પરિષદ સાથે તમારો સંપર્ક સધાશે એટલું જ નહિ. શિષ્ટ સાહિત્યના અભ્યાસ દ્વારા ભાષાજ્ઞાન પણ પાકું થશે.

સાહિત્યનું સર્જન કોઈનો ઇજારો નથી. દેવી સરસ્વતી તો કુમારિકા છે. એને પ્રસન્ન કરવા સારુ પ્રયત્ન કરવાનો સૌ કોઈને અધિકાર છે.

આપણે કહીએ છીએ કે માણસ સામું ન જુઓ. એનાં કામ સામું જુઓ. ઘડો લેવો હોય ત્યારે એ સારો છે કે નહીં તે તપાસી જોવા આપણે ઘડાને ટકોરો મારી જોઈએ છીએ. એના ઘડનાર કુંભારને ટકોરો મારતા નથી. આમ આપણે કહીએ છીએ ખરા પરંતુ મોટે ભાગે વહેવારમાં તો કાર્ય કરતાં એ કાર્ય કરનાર તરફ જ આપણું ધ્યાન વધારે રહે છે. મારા ઘાટીને હાથે કાચનાં વાસણો વારંવાર ફૂટી જતાં. અભ્યાસ કરીકરીને એ કળામાં એ પાવરધો બન્યો હતો. એક વાર ચાનો પ્યાલો મારા હાથમાંથી સરી જઈને ફૂટી ગયો. મારી પત્ની રસોડામાં હતી. તેણે અવાજ સાંભળ્યો અને પછી પોતાનો અવાજ સંભળાવ્યો. થોડાક ભાગે શોકને મોટે ભાગે રોષથી ભરેલો. 'હવે કંઈ ભાંગશે તો ઘરમાંથી કાઢી મૂકીશ' એવી ધમકી પણ આપી. પણ એને ખબર પડી કે પ્યાલો ઘાટીથી નહીં પણ મારાથી ફૂટી ગયો છે ત્યારે એની વાણી બદલાઈ ગઈ. 'વાગ્યું તો નથીને ? બીજી ચા લઈ આવું છું.'

ક્ષર જગતમાં આમ ક્રિયા કરતાં કર્તાનું મહત્ત્વ વધારે હોય છે. પણ અક્ષર જગતમાં તો કર્તા કરતાં ક્રિયાનું મહત્ત્વ જ વધારે છે. સાહિત્યકાર કરતાં એની કૃતિ વધુ ટકે છે. એ અક્ષરનું મહત્ત્વ છે.

જે કોઈને પામે તે અક્ષર સાહિત્યની કૃતિ એ સાચી સાહિત્યકૃતિ હોય તો ચિરંજીવ થઈને રહે છે. વિસંવાદથી ભરેલા જગતમાં એ સંવાદ સાધે છે—હૃદયનો હૃદય સાથે સંવાદ.

સાહિત્ય જીવન કરતાં વિશાળ છે જે જીવન કરતાં ઓછું પણ છે. જીવનમાં–નિત્યના જીવનમાં બને છે તે બધી વસ્તુ સાહિત્યમાં આવતી નથી. મહાપુરાણ જેવડા હતું 'સરસ્વતીચંદ્ર' વાંચી ગયા પછી પણ સરસ્વતીચંદ્રને કયું શાક ભાવતું હતું તે આપણે જાણી શકતા નથી. અને જાણવાની આપણને જરૂર પણ નથી. એની સાથે આપણે થોડો ઘરસંસાર માંડવો છે? પણ ભૌતિક જીવનના અનુભવ પછી પે ઘણુંઘણું જે અજાણ્યું રહી જાય એવું છે તે આપણે એના વાંચનમાં જાણી ને માણી પણ શકીએ છીએ.

એક વાર હું ટ્રેનમાં મુસાફરી કરતો હતો. ભીડ ઘણી જ હતી. અમે સૌ પ્રવાસીઓ જેમતેમ સંકોચાઈને બેઠા હતા. એક ભાઈ બાજુમાં બેઠા હતા. તેમનો એક પગ મારા પગ પર હતો. મને ખંજવાળ આવી. પણ ખંજવાળુ પણ કંઈ સંતોષ ન થાય. પછી જરા જોરથી ખજવાળવા માંડ્યું. પેલા ભાઈ બોલી ઊઠ્યા, "મિસ્ટર શું કરો છો" "ખંજવાળું છું" મેં જવાબ દીધો. "પણ કોને"? "કેમ મને રતો વળી?" "અરે તમે મને–મારા પગે ખંજવાળ્યા કરો છો ક્યારના" એ ભાઈએ કહ્યું. "ઓહ! આઈ સી! તેમાં જ મને સંતોષ થતો નથી." મેં નવાઈ પામીને કહ્યું: પછી પૂછ્યું "પણ તમે આટલી વાર સુધી બોલ્યા કેમ નહિ?" એમણે જવાબ દીધો, "મને પણ ખંજવાળ આવતી ને તમે ખંજવાળતા'તા તે સારું લાગતું તું" મેં પ્રશ્ન કર્યો, "ત્યારે હવે કેમ વાંધો કાઢો છો?" એમણે જવાબ દીધો. "હવે તો ચચરે છે ને બળતરા બળે છે!"

આપણા દુનિયાદારીના બધા આનંદો આ ખંજવાળ જેવા છે.

શરૂઆતમાં એ આનંદ આપે છે, પણ પછી તેમાંથી દુઃખ ને ક્લેશ ઉત્પન્ન થાય છે

સાહિત્યનો આનંદ એથી જુદા જ પ્રકારનો છે. એને અંતે કોઇ જાતનો ક્લેશ કે કોઈ પ્રકારની પીડા પામવાનું હોતું નથી. એટલે જ તો એને બ્રહ્માનંદ સાથે સરખાવ્યો છે. સાહિત્ય જીવનની સ્થૂળ જરૂરીઆતો પૂરું પાડતું નથી. એનાથી ભૂખતરસ છીપાતાં નથી. નોકરી કે છોકરી મેળવવાના પ્રયત્નો સફળ થતા નથી, રહેવા માટે મકાન મળી શકતું નથી. પણ એ બધું મળ્યા પછી પણ જે મેળવવાનું બાકી જ રહે છે, તે એનાથી મળી જાય છે.—અને તે પણ ઝાઝા પરિશ્રમ વિના-નિરતિશય આનંદ, વિશ્વચૈતન્ય સાથે આપણા વ્યક્તિગત ચૈતન્યનું અનુસંધાન, માણસનો-માણસની આકૃતિ કે કૃતિમાં માત્ર નહિ પણ આમ માણસનો—માણસની અંદર રહેલા માણસનો પરિચય—એટલે કે આપણો પોતાનો પરિચય અને એમ પ્રાપ્ત થતું આત્મજ્ઞાન એ ઊંચામાં ઊંચી કોટીનું જ્ઞાન છે એવો સર્વ ચિંતકો ને ફિલસૂફોનો અનુભવ છે.

# એક ચમત્કાર

માનનીય પ્રમુખશ્રી તથા મિત્રો,

એટલે દૂરથી અમને અહીં મહેમાન તરીકે બોલાવીને આપની આ સાહિત્યિક સંસ્થાએ માત્ર અમારું વ્યક્તિગત બહુમાન જ નહિ પણ સાથે સાથે ગુજરાતી સાહિત્યનું પણ બહુમાન કર્યું છે. એ બદલ હું આપ સહુનો આભાર માનું તો અસ્થાને નહિ જ ગણાય.

મારી અંગત વાત કરું તો જિંજાના સાહિત્યરસિકોની મારી સાથેની મૈત્રી દસકાથી ય જૂની છે—અલબત્ત પરોક્ષ રીતની. એ વખતે હું બીમાર હતો. મુંબઈની હોસ્પિટલમાં પડયો હતો..ને એક દિવસ એક મિત્ર મારફત મને શુભેચ્છાના પ્રતીક સરખી નાની એક રકમ સાથે ચીઠી મળી; 'ટી. પી. સૂચક અને મિત્રો તરફથી.'

મને નવાઈ લાગી. ન તો મેં કદી જિંજાનું નામ સાંભળ્યું હતું કે ન કોઈ 'સૂચક' નામનો મિત્ર મારી જાણમાં હતો.

અને જ્યારે કાગળ ઉપરથી મેં વિગત જાણી કે વર્તમાનપત્રોમાં મારી બીમારીના સમાચાર વાંચીને આફ્રિકામાં બેઠેલા મારા કોઈ વાંચક મિત્રોએ આ શુભેચ્છા પાઠવી છે ત્યારે તો—સાચે જ મને આનંદ થયેલો !

એમાં જ્યારે જિંજાના મહેમાન બની આજે જ્યારે એને આંગણે આવ્યો છું ત્યારે તો—પેલો જ આનંદ મારામાં જાણે ઉભરે ચઢ્યો છે!

અલબત્ત હું અહીં સાહિત્યની કોઈ મીમાંસા તો નહિ કરું. પરંતુ ભણવા માટે એક સાધુની આંગળી પકડી ઘર બહાર નીકળેલો

ખેડૂતનો છોકરો અમેજીવીમાંથી કેવી રીતે સાહિત્યકાર બન્યો એની જ થોડીક વાત કરીશ.

મારો અભ્યાસ અંગ્રેજી ચાર ધોરણ સુધીનો. એમાં પણ વિદ્યાર્થી તરીકે ન તો કોઈ એવી તેજસ્વિતા હતી કે ન હતી બીજી કોઈ વિશિષ્ટતા. અલબત્ત ઈડર રાજ્ય તરફથી માસિક ત્રણ રૂપિયાની શિષ્યવૃત્તિ મળતી હતી એટલે મહેનત કરીને હું આગળ નંબર તો રાખતો જ હતો. પણ તે ય પહેલો નંબરે રાખવાની શક્યતા જ ન હતી. એ સ્થાન ઉપર એવો કોઈ તેજસ્વી છોકરો બેઠેલો હતો કે ગમે તેટલા હું ઉજાગરા કરું તો પણ બીજા નંબરથી આગળ વધી શકું એમ હતું જ નહિ. એ તેજસ્વી વિદ્યાર્થી બીજો કોઈ નહિ પણ આપણા લાડીલા કવિ શ્રી ઉમાશંકર જોશી હતા.

એમની જોડે પાંચ પાંચ વર્ષ સુધી ભણ્યા પછી આર્થિક વિટંબણાને લીધે મારે અંગ્રેજી ચોથા ધોરણ પછી અભ્યાસ છોડી દેવો પડ્યો, ને હું જીવનચકડીમાં જોડાઈ ગયો.

દસ બાર વર્ષ વહી ગયાં હશે ને મને ક્યાંકથી ખબર પડી કે ઉમાશંકર જોશી કવિ થયા છે, અને મેં મહા-મહેનતે ક્યાંક સરનામું મેળવી મુંબઈ એમને પત્ર લખ્યો-કવિતામાં. અલબત્ત છંદની કે માત્રામેળની તો કશી ગતાગમ ન હતી. પણ ગાવામાં બેસી શકે એ રીતે મેં શબ્દો ગોઠવીને આ કાગળ લખ્યો હતો. એમાંની એક લીટી આજે પણ મને યાદ રહી છે. 'મુંબઈ તણી સડકો ઉપર કંઈ મોઝથી ફરતા હશો'......વગેરે.

પણ મારા આ જોડકણાનો જવાબ ઉમાશંકરે હૃદયની સાચી કવિતામાં આપ્યો હતો. એ પોતે થોડાક વખત પછી અમદાવાદમાં ભરાનાર સાહિત્ય પરિષદમાં આવવાના હતા એ વાત જણાવી એમણે મને મળવા માટેનું સરનામું પણ આપ્યું હતું.

ને એ પણ એક ચમત્કાર છે કે ગાંધીજીના પ્રમુખપણા નીચે ભરાયેલી સાહિત્ય પરિષદના ટાંકણે જ મારા આ મિત્રે મને લખવા માટેનું પ્રોત્સાહન બલકે દીક્ષા આપી. એક બીજા સદ્‌ભાગ્યની વાત એ બની કે એ વખતની ગુજરાતી કાવ્ય 'ધુરાને બીજે છેડે' જોડાયેલા એમના જ જેવા કવિ શ્રી સુન્દરમને માર્ગદર્શન આપવા માટે એમણે મારી ભલામણ બલકે ભાળવણ કરી.

અલબત્ત ઉમાશંકરને મેં કવિતામાં કાગળ લખ્યો હતો એટલે સ્વાભાવિક રીતે કવિતા જ મારે લખવાની હતી. પણ હિમાદ્રિનાં શિખર ઉપર બેઠેલો પેલો કવિ કયાં ને જેમ તેમ પાણા રેડવી બનાવેલી બનાવટી મારી ટેકરી કયાં ! ઘણીં ય હું મધુરા ભય સાથે મારું જોડકણું ગાઈ સંભળાવું પણ સુન્દરમના મોં ઉપર ભાગ્યે જ મને પ્રસન્નતાની આછી રેખા ય જોવા મળતી.

ને જોડકણાંથી થાકેલો હું જ પોતે સુન્દરમને એક દિવસ પૂછી બેઠો : 'વાર્તા લખું ?'

એમણે કહ્યું : 'લખી લાવો.'

ને પહેલી જ વાર્તાએ આ સૂક્ષ્મ સૂઝવાળા કવિ મિત્રને એવા તો ખુશ કર્યા કે—

મને પણ પછી તાન ચઢ્યું. એ દિવસોમાં મારી નોકરી પણ 'આરિયા આબેચ' ના શ્રમમાંથી થોડાક આરામની એટલે કે ખુરશી ટેબલની મળી હતી. કેમ જાણે આવી રહેલા સર્જન માટે કોઈએ આ સુવિધા પણ ન ગોઠવી હોય ?

ને પછી તો ટેબલ ખુરશી જેમ કંપનીનું તેમ પેડ–પેનસિલેય કંપનીનાં. ને ફરતી પાળીએ આવતો રાતનો પેલો એકાન્ત સમય

પણ, કે પૂનીનો કે તીતાનો કોઈ ગડીગૂંથ તાકો ઉકેલતો હોઉં એ રીત વાર્તાઓ મેં કાઢવા માંડી—

પરંતુ મારી આસપાસ રહેતા કેટલાક કોલેજિયનો હું 'વાર્તા' લખું છું એ વાત માનવાને તૈયાર ન હતા. કે, જ્યાં સુધી ક્યાંય છપાય નહિ ત્યાં સુધી અમે માનીએ જ નહિ.

અને મેં બીજાં અઠવાડિયે પંચકાર્તા પંચકાર્તા સુન્દરમ્ આગળ પ્રશ્ન કર્યો : 'આપણી વાર્તા ક્યાંય છપાય કે નહિ ?'

સુન્દરમે કહ્યું : 'શા માટે ન છપાય ?'

મેં કહ્યું : 'છપાવાને તો છ–સાત તો લખાઈ છે.'

ને એમણે પછી મારી પહેલી જે વાર્તા શેઠની શારદા મેઘાણી-ભાઈ ઉપર ફૂલછાબ માટે મોકલાવી.

તો મેઘાણીભાઈએ પણ એવા ઉમળકાથી મને આવકાર્યો કે હું નથી ધારતો આવડી બધી ઉષ્માથી કોઈએ કોઈ ઊગતા વાર્તાકારને આવકાર્યો હોય !

પણ તો ય પેલા કોલેજિયનો ન માન્યા. કે' છે : ફૂલછાબ-પ્રજાબંધુ તો ઠીક ! પ્રસ્થાન જેવા માસિકમાં આવે ત્યારે જ સાચો વાર્તાકાર કહી શકાય.'

ને વળી મેં સુન્દરમ્ આગળ મારી મૂંઝવણ વ્યક્ત કરી પૂછ્યું, 'આ પ્રસ્થાન શું છે ?'

એમણે કહ્યું : 'એક આગળ પડતું માસિક છે.'

મેં પૂછ્યું : 'આપણી વાર્તા પ્રસ્થાનમાં ન આવે ?'

ને વળી એમની લાક્ષણિક ઢબે જવાબ આપ્યો : 'શા માટે ન આવે ?' પછી તો કંકુ નામની વાર્તા પણ એમણે પ્રસ્થાન ઉપર મોકલાવી આપી.

પરંતુ પ્રસ્થાનનો એ ગઢ જીતવો સાચે જ મુશ્કેલ હતો ! એના વિદ્વાન તંત્રી શ્રી રામનારાયણ પાઠકે વાર્તા પાછી મોકલાવતાં લખ્યું હતું : 'વાર્તા સારી છે. પણ આજકાલ વિષયની નિર્બળતા ઉપર આઆ ભાગની વાર્તાઓ લખાય છે. એ ભાઈને કહેજો કોઈ બીજી હોય તો મોકલાવે.'

ને સુન્દરમે પછી બ્રહ્માસ્ત્ર જેવી 'સુખદુઃખનાં સાથી' મોકલી. પાઠક સાહેબને પણ એવી ગમી કે બીજી–ત્રીજી વાર્તા પછી એક વાર મને બોલાવીને કહે છે : 'પ્રસ્થાનને તમે બાર મહિનામાં કેટલી વાર્તાઓ આપી શકો ?'

મારા મનમાં તો હતું : બાર મહિનાની બાર ને અધિક હોય તો તેર ! પણ લેખક તરીકેનું ગૌરવે ય આપણે સાચવવું જોઈએ ને ! કહ્યું 'પાંચ–છ તો આપી શકું.'

ને એમણે પછી કહ્યું હતું કે એ મને (બદલામાં) પ્રસ્થાન બાર મહિના સુધી મફત મોકલાવ્યાં કરશે.

સાચે જ અત્યારે એક વાર્તાના પચાસ રૂપિયા પુરસ્કાર કરતાં પ્રસ્થાનની કોમ્પ્લીમેન્ટરી કોપીની કિંમત એ વખતે અમારે મન વધારે હતી.

પછી તો વળામણાં વાંચીને મુગ્ધ થયેલા મેઘાણીભાઈએ શ્રી ઉમાશંકર મારફત આગ્રહ કરીને ફુલછાબના ભેટ પુસ્તક માટે 'મળેલા જીવ' લખાવ્યું. ને એ પણ, મારા જીવનમાં ચમત્કારી રીતે ઊતરી

આવેલા પેલા સર્જક તત્વની એક યાદગાર એવી કરુણા પ્રસાદી બની રહ્યું. તો 'માનવીની ભવાઇ' વળી રણજીતરામ સુવર્ણ ચંદ્રક ઉપર ઉત્કૃષ્ટ નવલકથાનું બિરુદ પણ કમાઈ લીધું.

અને આમ સાધુની આંગળી ઝાલી ભણવા માટે ઘર બહાર નીકળેલા પણ ખાસ કંઇ ન ભણી શકયા. ખેડૂતના છોકરાના જીવનમાં સરસ્વતી મૈયાએ પ્રગટાવેલા ચમત્કારના અનુસંધાનમાં જ જીવનમાં પહેલી જ વાર જેટમાં બેસી, દરિયો ઓળંગી, ભારતના બદલે ગુજરાતના આ સામાં કાંઠે આવી વસેલાં તમારા જેવા પ્રેમાળ ભાંડુઓની વચ્ચે અત્યારે હું ઊભો છું–ગુજરાતની લોકભૂમિનું એક ગીત લલકારતો :

ગુજરાત ગ્યો તો વાલમયો.
ઘૂઘરાં લાયો વાલમિયો.
બાંધનારી રાજવણ ડૂબી કે
હળકે હેંડો વાલમિયા !

મારે વાદે હેંડો વાલમિયા !
તારી ટેવ જાણું સ્યા વા'લમાં !......
જિંજા ગ્યો તો વાલમિયો
મે'માની માણી આવ્યો વાલમિયો
સાંભળીને રાજવણ ડૂબી કે–
હળકે હેંડો વાલમિયા !
મારે વાદે હેંડો વાલમિયા !
તારી ટેવ જાણ્યું, સ્યા વા'લમાં !.

પન્નાલાલ પટેલ

## લેખકનો ધર્મ

અહીં મારા પુરોગામી વક્તાએ 'હું લેખક કેમ થયો?' એની વાત કરી. હું પણ મારી જાતને એ સવાલ કરી રહ્યો છું: 'હું લેખક કેમ થયો?' હું ભાઈશ્રી પન્નાલાલ કે ભાઈશ્રી પેટલીકરની જેમ કેવળ આકસ્મિક રીતે લેખક થયો નથી. એ માટે મેં સભાન સાધના કરી છે, એમ કહેવું જોઈએ. એ બંને મિત્રો ડીગ્રીનો ખ્યાલ કરીએ તો ઝાઝું ભણ્યા નથી, ત્યારે હું એમ. એ. થયેલો છું. એટલે કૉલેજમાં હતો ત્યારથી જ મને લેખક થવાનું ઘેલું લાગેલું. લેખકનું બહુમાન થાય છે, એની કૃતિઓ વાંચી વાચકો એના પર વારી જાય છે. ક્યાંક તો તેના ચાહકો અને પ્રશંસકો એને જોવા ટોળે મળે છે. એ જોઈ મને પણ થયા કરતું:

'આપણે પણ લેખક થયા હોઈએ તો!'

પણ મનમાં તરંગો કહે કે ઇચ્છા કરે લેખક થવાય ખરું? તો શું કરીએ તો લેખક થવાય?

ત્યારે યુગમૂર્તિ વાર્તાકાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની બોલબોલા હતી, એમની 'ગ્રામલક્ષ્મી' સમાજવિજયના ભેટ પુસ્તક તરીકે પ્રસિદ્ધ થતી. એ પુસ્તક બહાર પડે અને અમે વાંચવા પડાપડી કરીએ. એ ખૂબ જ લોકપ્રિય લેખક હતા. પુસ્તકમાં એમનો ફોટો આવતો. હું રમણલાલ દેસાઈના ફોટા સામે ટગર ટગર તાકી રહું. મને દેખાયું કે રમણભાઈ માથામાં વચ્ચે પાંથી પાડે છે. એટલે મેં પણ વચ્ચે પાંથી પાડવી શરૂ કરી. આજે પણ વચ્ચે પાંથી પાડું છું. પાંથી પાડવી શરૂ કરી એ સાથે લખવાનું પણ શરૂ કર્યું.

શરૂઆતમાં વાર્તાઓ, લેખો લખવા માંડ્યા. પ્રસિદ્ધ પણ થવા માંડ્યાં. પણ લેખક થવું હોય તો નવલકથા લખવી જોઈએ. રમણભાઈ એમ. એ. હતા એટલે મને પણ થયું કે આપણે પણ એમ. એ. થઈએ. મેં બી. એ. થઈ એમ. એ. શરૂ કર્યું. અને તે જ અરસામાં એક નવલકથા લખી. લખીને તે કૉલેજમાં મારા અધ્યાપક અને પ્રસિદ્ધ કવિ શ્રી ઉમાશંકર જોશીને તે વંચાવી. તેમને વાર્તા ગમી. એ પ્રમાણપત્ર મળતાં હું ગયો પ્રકાશક પાસે. પ્રકાશક કહે, તમે પાઠક સાહેબથી પ્રસ્તાવના લાવો તો હું તમારી નવલકથા છાપી દઉં. પાઠક સાહેબ તો બી. એ. માં મારા વિદ્યાગુરુ હતા. એમને મળ્યો. પ્રસ્તાવના લખવાની વાત કરી. એમણે મને બીજે દિવસે તેમનો સાંજનો ફરવાનો સમય આપ્યો. સાંજના ફરવા જતાં પ્રથમ સવાલ કર્યો :

'તમે તમારી નવલકથામાં શું કહેવા માગો છો તે પાંચ મિનિટમાં કહી જાઓ.'

પાઠક સાહેબની કસોટીની રીતો નિરાળી હતી. લેખકના મનમાં કથાનું રહસ્ય, કથાનું વસ્તુસ્થિતિ છે ખરું ? એ તપાસવાની એમની આ રીત હતી. મારી વાર્તાનું કથાવસ્તુ અને અંદર ગોપાયેલું જીવન-રહસ્ય એમને ગમ્યાં. તેમણે નવલકથા વાંચી અને પ્રસ્તાવના પણ લખી આપી.

વાર્તા–નવલકથામાં જીવનરહસ્યનું કે જીવનના સૌંદર્યનું કે સત્યનું આલેખન થવું જોઈએ. એવું આલેખન કે આખાયે કૃતિ કલાત્મક આકાર ધારણ કરે અને રસાનુભવ કરાવી જાય. આ દૃષ્ટિ પાઠક સાહેબ પાસેથી મળી.

કથાનું કામ જ રસાસ્વાદ કરાવવાનું છે. 'સરસ્વતીચંદ્ર' ના લેખક શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીએ વાર્તાને 'સુકથાની મદિરા' કહી

છે. એવી મદિરા કે જે પીવાથી રસનો કેફ ચડે, ચિત્ત એ સૃષ્ટિમાં જ રમમાણ થાય. ચોમેરની સૃષ્ટિ વિગલિત થઈ જાય અને કેવળ રસની સૃષ્ટિ બાકી રહે. પણ મદિરાનો કેફ ઊતરી જતાં માણસ હતોત્સાહ અનુભવે છે. એ થાકેલો માલૂમ પડે છે. જ્યારે સુકથાની મદિરા માણસને આત્માનું બળ અર્પે છે. તેને મંગલમાર્ગે જવાની પ્રેરણા આપે છે, જીવનસંગ્રામ ખેલવાની શક્તિ પ્રગટાવે છે. નવલકથાએ માનવીને સુપંથે જવાનો સંદેશ આપવાનો હોય છે. પણ તે બધું કલાત્મક રીતે, પેલી સુકથાની મદિરા પ્રાપ્ત કરવાનું હોય છે. એમાં જ લેખકની કસોટી થાય છે. તમે કેવી રસાળ, પ્રવાહી શૈલીમાં કથા કહી જાવ છો, એમાંથી લેખકની ગુણવત્તાનું માપ મળી રહે છે.

લેખક થવા માટે પરિશીલન અને સારા સાહિત્યના અધ્યયનની જરૂર છે. માણસમાં સર્જનની શક્તિ હોય, તેની માવજત થાય, જરૂરી માર્ગદર્શન મળે અને પોષણ મળે તો એ શક્તિ જરૂર ખીલી ઊઠે. અલબત્ત, આ બધામાં ઈશ્વરદત્ત વિશિષ્ટ શક્તિની જરૂર છે. પણ એ શક્તિ સાથે આવી સાધના, આરાધના અને ઉપાસનાની પણ જરૂર છે, એ સાધના તે ઉત્તમ સાહિત્યનું વાચન અને મનન. એથી ઉત્તમતાનો મર્મ પકડી એવું નિશાન સર કરવાનો સતત પુરુષાર્થ કરવો જોઈએ, લખવું જોઈએ; લખેલું વાંચવું જોઈએ અને ફરી ફરી સુધારવું જોઈએ, મઠારવું જોઈએ. એવી કૃતિમાં જ લેખકનું સત્વ અને પ્રાણ પુરાય છે.

અત્યારે ગુજરાતી સાહિત્યનો સારો વિકાસ થઈ રહ્યો છે. અગાઉ કરતાં ઘણી સંસ્થામાં માસિક અને દૈનિકો પ્રસિદ્ધ થાય છે. પુસ્તકોની ખપત પણ વધી છે. આજે એવી પણ સ્થિતિ નિર્માણ થઈ છે કે આપણા ખ્યાતનામ નવલકથાકારો સર્વશ્રી ધૂમકેતુ, ગુણવંતરાય આચાર્ય, ચુનીલાલ વર્ધમાન શાહ, પન્નાલાલ પટેલ વગેરે

કેવળ લેખન પર જ જીવે છે. અત્યારે અખંડ આનંદ, જનકલ્યાણ જેવાં માસિકો ચાલીસ હજારથી વધુ સંખ્યામાં પ્રસિદ્ધ થાય છે. પ્રવાસીની અડધો લાખ નકલ નીકળે છે. અમદાવાદમાં દૈનિકો ત્રીસ-બત્રીસ હજારથી વધુ સંખ્યામાં પ્રસિદ્ધ થાય છે. શિક્ષણનું પ્રસારણ વધતાં સાહિત્યની માંગ પણ વધી છે, ગુજરાતમાં પાંચ યુનિવર્સિટીઓ ચાલી રહી છે. સરકાર તરફથી પણ પ્રતિવર્ષે સાહિત્યને પ્રોત્સાહન કરવાનાં પારિતોષિકો અપાય છે. ભારતીય સાહિત્ય અકાદમી શ્રેષ્ઠ કવિને પાંચ હજારનું પારિતોષિક આપે છે. સાહિત્યની માગ વધતાં લખનારા પણ વધ્યા છે. ઘણું બધું વાર્તા સાહિત્ય અને બીજું સાહિત્ય પ્રસિદ્ધ થઇ રહ્યું છે પણ સવાલ તો એ છે કે એની ગુણવત્તા અને સત્ત્વશીલતા વધી છે ખરી ! એનો જવાબ હામાં ભાગ્યે જ આપી શકાશે. એ માટે લેખકે સાહિત્યની સાધના કરવી જોઇએ અને કલાસ્વરૂપતાના આ રહસ્યને પામવાનો પુરુષાર્થ કરવો જોઇએ.

સાહિત્યનો માપદંડ શો ! કયું સાહિત્ય લોકો આવકારશે ? આવો સવાલ લેખકોને થાય તે સ્વાભાવિક છે ? સાહિત્ય એ માનવીના મનનું સર્જન છે. માનવીય અનુભવો, સહસ્પંદો અને સત્વોને કલોચિત બાનીમાં રજૂ કરવી એ સાહિત્યકારનું કામ છે. લેખક માનવીના મનથી, તેના અંતરથી અને ઊર્મિઓથી વાત કરે છે. એ માનવતાનું મંગલગાન ગાય છે. એથી તો લોકો તેને ચાહે છે. જીવનનાં સનાતન મૂલ્યોથી પ્રતિષ્ઠા કરવી, માનવીય શ્રેયને પ્રગટ કરવું, માંગલ્યનો માર્ગ ચીંધવો એ કાર્ય સર્જક એની રીતે કરે છે. સાહિત્યકાર કલાકાર હોઇ એ સીધો બોધ આપવા નહિ બેસે. એ કલાથી સૃષ્ટિનું સર્જન કરી તેની કલા દ્વારા વ્યંજનાથી આ વાત કરે છે. સાહિત્ય અને વ્યંજનાની કલા છે. માનવીના જીવનનાં ઉચ્ચતમ મૂલ્યો પ્રત્યેની શ્રદ્ધા સ્થિર થાય તે માટેનું બળ અને પ્રેરણા આપવાનું કાર્ય લેખક તેના સર્જન દ્વારા કરતો હોય છે.

આત્માની અમૃતવાણી કહી છે. એવી વાણી કે જે વાંચતાં અંતરમાં અજવાળું થાય. આવી શક્તિ જેને વરી છે એવા લેખકે કેવળ સાહિત્યની સૃષ્ટિમાં જ લીન રહેવું જોઈએ. એણે બીજાં પ્રલોભનો કે બીજી પ્રવૃત્તિઓથી પોતાની જાતને દૂર રાખવી જોઈએ અને પોતાની સર્વશક્તિ સર્જનમાં કેન્દ્રિત કરવી જોઈએ કબીરજીએ જે કહ્યું છે એ યાદ કરવાનું મન થઈ આવે છે : "આસન સે મત ડોલ રે......" સાહિત્યકારોએ તેનાં સાહિત્યનાં આસનથી ચલિત ન થવું જોઈએ.

અહીં પૂર્વ આફ્રિકામાં રહેતા લેખકો વાર્તાઓ, નવલકથાઓ, કાવ્યો અને બીજું સાહિત્ય અર્પે છે. તેમની સામે આ નવો મૂલક પડયો છે. તેઓ આ ભૂમિની વાત આપે. તમે આ ભૂમિની ધૂળ લઈ ગુજરાતમાં આપશો તો ગુજરાત એ આવકારશે. આ પ્રસંગે અહીંના લેખકોની, આફ્રિકન જીવન પરની વાર્તાઓનો સંગ્રહ 'આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ' વાંચી ગયો. તેમાંથી કેટલીક વાર્તાઓ સારી છે. પણ તૃપ્તિ થતી નથી. પૂર્વ આફ્રિકાની તો કુંવારી ધરતી છે. આ ધરતીની, આ ધરતીનાં છોરુની વાર્તા લખો. આફ્રિકાની ભૂમિનો ધબકાર ધબકે, આ ભૂમિની ચેતના પ્રગટી રહે એવી સબળ કલાત્મક કૃતિઓ આપો. નવી ભૂમિની, નવા અનુભવની વાત લોકોને મળશે. આ ભૂમિને વાચા આપો, પ્રભુ પધાર્યા, મજેલા જીવ જેવી ધરતીની સુગંધ લઈને આવતી વાર્તાઓ લખવી જોઈએ. એવી નવલકથાઓ કે જેમાં આ 'લોકો' નું હૈયું બોલતું થયું હોય.

અહીંના લેખકો પાસે વિષયની વિપુલતા છે. કલા પ્રકૃતિ સૌન્દર્ય એવું રમણીય છે કે લખવા પ્રેરે ! આ પ્રજાની કાળી ચામડી નીચે ગોપાયેલા હૈયાના સૌન્દર્યને પ્રગટ કરો. તેમના જીવનને

તેમની આશા–અભિલાષાને શબ્દદેહ આપો. કાળા માનવીઓનાં હૈયા ધબકાર લઈ આપો. સાહિત્યકાર પ્રજાનો પ્રતિનિધિ છે. એ પ્રજાના અંતરને તેની રચનાઓ દ્વારા પ્રગટ કરે છે.

પૂર્વ આફ્રિકા વિશિષ્ટ ભૂમિ છે. ભાષા સ્વાહિલી છે. એ આ ભૂમિની ભાષા છે એટલે જરૂર શીખો, ભણો. પણ તમારી ગુજરાતીઓની ભાષા તો ગુજરાતી જ છે. એ ભાષાની ગળથૂંથી પીને આપણે સૌ મોટા થયા છીએ. અહીંના લેખકો ગુજરાતીને જીવતી રાખે. એ આપણી માતૃભાષા છે. જે પ્રજા તેની ભાષા ગુમાવે છે એ તેનું ખમીર ગુમાવે છે, એના સંસ્કાર ગુમાવે છે અને અસ્તિત્વ ભૂંસાઈ જાય છે. એ પ્રજાનો ધ્વંસ થાય છે. આ તો ગુજરાત છે. અહીં લેખકો છે, પુસ્તકાલયો છે, ગુજરાતી શાળાઓ છે. એટલે આપણી સંસ્કારની ભાષા સજીવ રહેવા જોઈએ.

આ કાર્ય અહીંની સાહિત્ય સંસ્થાઓ કરી શકે. પૂર્વ આફ્રિકાની બધી સંસ્થાઓનું સંયોજન કરવું જોઈએ. એવી સંસ્થા કે જેમાં યુગાન્ડા, ટાંગાનિકા, અને કેન્યાની સંસ્થાઓના પ્રતિનિધિઓ પણ સાથે હોય. એ સંસ્થા સાહિત્યની પ્રવૃત્તિ કરી શકે. જરૂર પડે ભારતથી લેખકોને પણ બોલાવી શકે. સ્થાનિક લેખકોને ઉત્તેજન મળે એવી યોજના વિચારી શકે. અહીં રજૂ થયેલા ઠરાવોનો અમલ થાય તોયે આવું કામ થઈ શકે. એ માટે અહીં હાજર રહેલાં લેખક ભાઈબહેનોએ સનિષ્ટ પ્રયાસો કરવા જોઈએ.

અહીંનું એક ભયસ્થાન છે એ પ્રત્યે લક્ષ ખેંચવું જરૂરી સમજુ છે. અહીં શિક્ષણનું માધ્યમ અંગ્રેજી છે. એથી ગુજરાતી ભાષા ભુલાતી જાય છે. અહીંની છોકરીઓને માતૃભાષા ગુજરાતીમાં પ્રેમ-પત્ર પણ લખતાં નથી આવડતો. આપણે માતૃભાષામાં આપણા વિચારો પ્રગટ ન કરી શકીએ એ કમનસીબી ગણાવી જોઈએ.

આ સ્થિતિ ચાલુ રહે તો ભાષા ભુલાઈ જશે. અહીંની બહેનોએ ગુજરાતનો ગરબો જીવતો રાખ્યો છે. એ રીતે અહીંના લોકોએ ગુજરાતીને પણ જીવતી રાખવી જોઈએ. એ માટે ગુજરાતી સાહિત્ય પરિષદે શરૂ કરેલી પરીક્ષાનાં કેન્દ્રો અહીં શરૂ કરવા જોઈએ. પરિષદ દ્વારા આસ્વાદ, સંસ્કાર અને દીક્ષા પરીક્ષાઓ લેવાય છે. ક્રમાનુસાર જો પરીક્ષા આપે તો ગ્રેજ્યુએટ જેવું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે. યુગાન્ડામાં એવાં કેન્દ્રો શરૂ થવાં જોઈએ. એ માટે ગુજરાતી સાહિત્ય પરિષદનો સંપૂર્ણ સહકાર મળી રહેશે. જિંજાનું સાહિત્ય મંડળ પણ આ કામ કરી શકે.

આપે સૌએ અમને લેખકોને ગુજરાતમાંથી અહીં બોલાવી ગુજરાતી સાહિત્યનું બહુમાન કર્યું છે. એ માટે અમે આભારી છીએ. મારે જ ફરી ફરી યાદ આપવાનું મન થાય છે કે જો...જો ગુજરાતી ભુલાઈ ન જાય. એ આપણા સંસ્કારની ધર્મની, વિચારની ભાષા છે. એ આપણી માતૃભાષા છે, એનો વિકાસ થાય એવી પ્રવૃત્તિ અહીંની સાહિત્ય સંસ્થાઓ કરશે એવી આશા રાખું છું.

પીતાંબર પટેલ

# પુર્વ આફ્રિકામાં ભાષા અને સાહિત્ય

પૂર્વ આફ્રિકા એટલે અંગ્રેજોએ જુદે જુદે સમયે કબજે કરેલો અથવા તેમની પૂરી લાગવગ નીચે રહેલો ૫° ઉત્તર અક્ષાંશથી ૧૧° દક્ષિણ અક્ષાંશ તથા ૩૦° પૂર્વ રેખાંશથી ૪૦° પૂર્વ રેખાંશ (લગભગ) માં સમાએલો આઠેક લાખ ચોરસ માઈલનું ક્ષેત્રફળ ધરાવતો ટાંગાન્યિકા (હાલ સ્વતંત્ર), કેન્યા, યુગાન્ડા, ઝાંઝીબાર અને પેમ્બાનો પ્રદેશ.

**પૂર્વ આફ્રિકા અને ભારત વચ્ચેનો જુગજૂનો સંબંધ:** પૂર્વ આફ્રિકા અને ભારત વચ્ચેનો સબંધ જુગજૂનો–પુરાણ કાળનો છે એ ઈતિહાસ પ્રસિદ્ધ વાત છે. મહાભારતમા વર્ણવાએલું નિબિડ અરણ્ય ટાંગાન્યિકામાં મહાગિરિ કિલિમાન્જારોની બાજુમાં મેરુ પર્વત પાસે આવેલું હતું અને ત્યાં ભીમનો દીકરો ઘટોત્કચ્છ તેની રાક્ષસપત્ની સાથે રહતો હતો તેમ પુરાણમાં ઉલ્લેખ છે. રૂવેન્ઝોરી પર્વતમાળાને નામે ઓળખાતા ધવલ શીર્ષવાળા ગિરિરાજને હિંદુઓએ ચંદ્રગિરિ ( Mountains of the moon ) નામાભિધાન કરેલું એમ તો પાશ્ચાત્ય ઇતિહાસકારો–કે જેઓ પૌર્વાત્યવાસીઓની કોઈ મહત્ત્વની સિદ્ધિનો સ્વીકાર કરવામાં સંકોચ અનુભવે છે અને કદાચ તેનો સ્વીકાર કરે છે તો બહુ નિર્જીવ રીતે શબ્દોની પૂરી કંજૂસાઈ કરીને કરે છે તેઓ–પણ કબૂલ કરે છે. કેન્યા, યુગાન્ડા અને ટાંગાન્યિકાના ત્રણે પ્રદેશોને ધોતા મીઠા પાણીના સરોવર વિકટોરીઆમાંથી નીકળતા મહાનદ નીલ ( Nile ) નો ઉલ્લેખ પણ આપણા પ્રાચીન ગ્રંથોમાંથી મળી આવે છે આ બધી બાબતો એ વસ્તુ સાબિત કરવા માટે પૂરતી છે કે ભારત વાસીઓએ અને વહાણવટાના ઉદય પછી ગુજરાત વાસીઓએ હિંદી મહાસાગરને સામ સામે કાંઠે ઝૂલતા આ બે પ્રદેશોને આવજાની પરિક્રમાથી સદીઓ થયાં સાંધ્યા છે.

આર્ય ભાષાના પહેલા શબ્દો આ ભૂમિભાગ પર ક્યારે કોણ બોલ્યું તે પૂરવાર કરવું અશક્ય છે, છતાં ગીર્વાણ ગીરાનું શબ્દ-ગુંજન અહીં બહુ પુરાણુ કાળથી ચાલુ છે એમ કહેવામાં તવારીખનું ખૂન કરવાની ભીતિ લાગતી નથી.

**ગુજરાતના સાહસવીરો :** વ્યાપાર-વાણિજ્યની કલામાં ગુજરાતી પ્રજાની સિદ્ધિ લાંબા સમયથી સારી આલમમાં પંકાઈ રહી છે. યંત્રયુગ પહેલાંના વહાણવટાના એ કાળમા ગુજરાતના સાગરખેડૂઓ જાવા-સુમાત્રા તેમજ પૂર્વ આફ્રિકા સુધીનો દરિયો ખેડવાના સાહસને વરેલા હતા એ જગજાહેર હકીકત છે. આ ગુજરાતી સાગરખેડૂઓ ઇશુનાં સદીના શરૂઆત કે વિક્રમ સંવતના પ્રારંભકાળ પહેલા પણ આફ્રિકાનો દરિયો ખેડતા. આમ ગુજરાત અને આફ્રિકાના પૂર્વ કાંઠા વિભાગ વચ્ચે વ્યાપાર-વાણિજ્યનો સંબંધ સદીઓ જૂનો છે. ગુજરાતના આ દરિયાઈ સાહસવીરો પ્રત્યેક સફરમાં પૂર્વ આફ્રિકાના કાંઠા વિભાગ તથા જંગબાર પેમ્બામાં મોસમી પવનોની પ્રતિકૂળતા હોય ત્યાં સુધી-ત્રણ ચાર મહિના-રોકાતા. તેઓ ગુજરાતમાંથી અનાજ, ઘી વગેરે ચીજો અહીં લાવતા અને આ પ્રદેશમાંથી હાથીદાંત, સોનું, ચામડાં વગેરે ચીજો લઈ ભારત પાછા ફરતા.

## પૂર્વ આફ્રિકામાં ગુજરાતી ભાષાનાં ઉગમ અને પ્રસરણઃ

આમ પૂર્વ આફ્રિકાની ધરતી ઉપર-ખાસ કરીને કાંઠા વિભાગના પ્રદેશમાં-ગુજરાતી ભાષા-અલબત્ત આજના સ્વરૂપની નહિ પણ જૂની ગુજરાતી ભાષાનો શબ્દપ્રયોગ સદીઓથી થતો આવ્યો છે એમ કહેવામાં અસત્ય કથનનો દોષ લાગતો નથી ઈ. સ. ૧૪૯૮માં મલિન્ડડીથી ફિરંગી સરદાર વાસ્કોડા ગામાને ભારતમાં લાવનાર કચ્છી દરિયાખેડૂ કાનો માલમ અને બીજા ગુજરાતી ખલાસીઓ તથા સૈયદ સયદના જંગબારના વસાવ્યા પછી જંગબાર તથા પેમ્બાના ટાપુઓ પર તથા લામુથી

માંડી લીંડી સુધીના આફ્રિકાના કાંઠાળ પ્રદેશની અગત્યની વસાહતોમાં સ્થાપી થએલા ગુજરાતી હિંદુ–મુસ્લિમ વસાહતીઓ ગુજરાતી ભાષાનો વ્યવહાર આપસ–આપસમાં કરતા. ઘોર જંગલ, અસંખ્ય જાતના જંગલી જનાવરો, ત્યાંની કાળી પ્રજા, કાળો તાવ, મેલેરિયા, ઊંઘની માંદગી વગેરે રોગો તથા રસ્તાઓના સદંતર અભાવને લીધે પૂર્વ આફ્રિકા નો અંદરનો પ્રદેશ જરા પણ ખીલેલો ન હતો. તેથી ગુલામોના વ્યાપારમાં સંડોવાએલા જૂજ આરબ વેપારીઓ સિવાય બીજું કોઈ અંદરના પ્રદેશમાં જવાની હિંમત કરતું નહિ. આપણા ગુજરાતી વેપારીઓ દરિયા કાંઠાના પ્રદેશ પર જ રહેતા અને તેમનું વ્યાપારકાર્ય ચલાવતા. એટલે ગુજરાતી ભાષાને પણ અંદરના પ્રદેશોમાં જવાની તક મળી ન હતી. ગઈ સદીના ઉત્તરાર્ધમાં આ પ્રદેશોનો અંતર્ભાગ યુરોપીય ભૂમિ શોધકો (explorers)ના પ્રયત્નોથી ખૂલ્યો ત્યારે પરદેશના બીજા વસાહતીઓ સાથે આપણા ગુજરાતી વસાહતીઓ પણ અંદર ગયા અને વસ્યા. આ રીતે ગુજરાતી ભાષા પણ અંદરના પ્રદેશોમાં ગઈ. ગુજરાતી ભાષાનું આ પ્રસરણ છેલ્લા સો વર્ષના ગાળામાંજ થયું છે.

શરૂઆતમાં આ પ્રદેશમાં ગુજરાતી ભાષાનો વ્યવહાર બોલવા પૂરતો અને ક્વચિત્ ખત લખી અરજી પત્રો ચોપડા પૂરતો હતો. એ વખતે આ પ્રદેશમાં આવેલા ગુજરાતીઓ મોટે ભાગે અધુરું ભણેલ અથવા નિરક્ષર હોય તેમજ વ્યવસાયે વહાણવટી કે વેપારી હોઈ તેમની બોલવાની તેમજ લખવાની ભાષા અશુદ્ધ અને અસંસ્કારી હતી. અને તે કાળમાં પ્રભુભક્તિ સિવાય બીજી ભક્તિ પ્રત્યે કોઈનું ધ્યાન દોરાએલું નહિ હોવાથી ભાષા–ભક્તિ કે ભાષાભિમાન નજરે પડતાં નહિ, આથી ભાષાના વિકાસ પ્રત્યે કે કોઈ પ્રકારના સાહિત્ય–સર્જન પ્રત્યે કોઈનું ધ્યાન ન જાય એ સ્વાભાવિક હતું. વળી એ સમયનું જીવન અત્યંત કપરું હતું. તેમને જાણે કે શૂન્યમાંથી સૃષ્ટિ સર્જવાની હતી; આસપાસની સમગ્ર પરિસ્થિતિ આરંભકાળની હોઈ

સૌને જીવન–નિર્વાહને માટે કાળી મજૂરી કરવી પડતી. આ બધાં કારણોને લીધે ભાષાનું ગૌરવ વધારવા માટે પ્રયત્ન કરવાનો કોઈને સમય ન હતો તેમ જરૂરિયાત પણ ન હતી. આ પરિસ્થિતિ વધતે ઓછે અંશે સર્વ પ્રથમ ગુજરાતી વસાહતથી માંડી બીજા વિશ્વયુદ્ધના અંત સુધી રહી એમ કહીએ તો ચાલે.

## ગુજરાતી વસ્તીમાં વધારો

ઓમાની વંશના સૈયદ રાજાઓની જંગબારમાં રાજ્યસ્થાપના થયા પછી ત્યાં ધીમેધીમે ગુજરાતી વેપારીઓ અને ધનપતિઓનું જોર વધતું ચાલ્યું. મોમ્બાસાથી વિક્ટોરીઆ સરોવર તથા કંપાલા સુધી રેલ બંધાઈ ત્યાર પછી આ પ્રદેશમાં ગુજરાતીઓની વસતીનો વધારો સ્થિરપણે થતો રહ્યો. આફ્રિકાના બધા પ્રદેશોમાં–અરે ગમે તેવા જંગલના કોઈ એકાંત ખૂણામાં વસીને પણ ગુજરાતીઓ વેપાર કરવા લાગ્યા અને તદ્દન જંગલી અવસ્થામાં જીવન ગુજારતા ધરતીના બાળને અનાજ, વસ્ત્રો તેમ જ જીવનની જરૂરિયાતની અન્ય ચીજો પૂરી પાડવા લાગ્યા. અલબત્ત ૧૯૨૮–૨૯ના સમયમાં સખત મંદીને કારણે ગુજરાતીઓની ઉલટી ગંગા–પૂર્વ આફ્રિકાથી ભારત તરફ વહી હતી, પરંતુ આ સમયનો ગાળો બહુ ટૂંકો હતો. પુનઃ વસતી વધવા માંડી. બીજા વિશ્વયુદ્ધની પૂર્ણાહુતિ દરમ્યાન આ પ્રદેશોમાં ધનની સરિતા વહેવા માંડી તેથી પુરુષોએ પોતાના કુટુંબીજનોને અત્રે બોલાવ્યા. આથી નિશાળો ઉભરાવા માંડી અને ગુજરાતીઓ માટેની સરકારી, અર્ધ–સરકારી કે ખાનગી શાળાઓમાં ગુજરાતમાં ઉછરેલાં અને ભણેલા ગુજરાતીનું સારું એવું જ્ઞાન ધરાવનારા શિક્ષકો પાસે બાળકોને ગુજરાતી માધ્યમમાં શિક્ષણ મળવા લાગ્યું.

## ગુજરાતી ભાષા અને સાહિત્યનું ગૌરવ

આપણે આગળ જોયું તેમ બીજા મહાયુદ્ધ પહેલાં આ પ્રદેશોમાં ગુજરાતી ભાષા અને સાહિત્યના વિકાસ પ્રત્યે કોઇને ખાસ રસ ન હતો. હા, તે વખતે હિંદી માલિકીનાં બે દ્વિભાષી અંગ્રેજી અને ગુજરાતી ભાષામાં–વર્તમાન પત્રો મોમ્બાસાથી દૈનિક 'કેન્યા ડેલી મેલ' અને નાઇરોબીથી અઠવાડિક 'કોલોનિયલ ટાઈમ્સ' પ્રગટ થતાં હતાં (આ પત્રોનાં પ્રકાશન હજૂ ચાલુ છે. 'કેન્યા ડેલી મેલ' હવે ગુજરાતી ભાષામાં જ પ્રગટ થાય છે.) આ પત્રો દ્વારા ગુજરાતી ભાષા અને સાહિત્યનો કંઇક પ્રચાર થતો હતો, પરંતુ લેખકો અને કમ્પોઝીટરોની કચાશને લીધે ભણેલા વર્ગનો આદર અને માન પામી શકે એવી ઊંચી કોટિનાં તે ન હતાં. બીજી લડાઇ પછી અહીંની આર્થિક પરિસ્થિતિ સુધરતાં ગુજરાતમાંથી શિક્ષકો, વકીલો અને દાક્તરોનો એક નાનો વર્ગ અત્રે આવ્યો. આ લોકોએ ગુજરાતમાં શિક્ષણ લીધું હોવાથી અને ત્યાંનાં સાહિત્યનાં આંદોલનોની પ્રેરણાદાયી હવાનાં પાન કરેલાં હોવાથી ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રત્યે ભકિતભાવ કેળવ્યો હતો. આ થોડીક વ્યકિતઓની પ્રવૃત્તિઓથી આ પ્રદેશોમાં ગુજરાતી ભાષા અને સાહિત્યનાં ઉત્થાનમાં જાગૃતિ આવી. આને પરિણામે એકાદ દાયકો થયાં આ પ્રદેશોનાં મુખ્ય સ્થળોમાં સાહિત્ય મંડળોની સ્થાપના થઈ.

હવે ઉપર્યુક્ત બે પત્રો સિવાય બીજાં કેટલાક પત્રો ડેઇલી ક્રોનિકલ (દ્વિભાષી), આફ્રિકા સમાચાર, નવયુગ (અઠવાડિક) બહાર પડવા લાગ્યાં. તેમની મારફત ઠીક ઠીક ભાષા–ભકિત થઇ રહી છે. આફ્રિકા સમાચારે પ્રતિવર્ષ એક ખાસ–દિવાળી–અંક આપવો શરૂ કર્યો છે. તેના લેખકો ભાષા અને સાહિત્ય દ્રષ્ટિએ ઠીક સારી સાહિત્ય–સામગ્રી પીરસી શકે છે. ઉપરાંત, છેલ્લાં બે વર્ષ થયાં કેન્યા ડેલી મેલે ભેટ

પુસ્તકો આપવાની પ્રથા શરૂ કરી છે તે પણ આવકારદાયી પ્રવૃત્તિ છે. તેનું પહેલું ભેટ પુસ્તક પૂર્વ આફ્રિકાના જાણીતા કવિ વિરંચિન કાવ્યોનો સંગ્રહ 'સંવેદન' છે. કવિએ આ કાવ્ય સંગ્રહમાં અહીંનાં જીવનના વિધવિધ પાસાઓ પ્રત્યે કટાક્ષયુક્ત વેધક પ્રકાશ પાડવા પ્રયત્ન કર્યો છે. તેનું બીજું ભેટ પુસ્તક પ્રણયપંથે શ્રી, ઉપમન્યુએ લખ્યું છે. તેમા પ્રણયનાં તુફાનો અને વાવાઝોડાં વરસે છે એટલું જ નહિં પણ પ્રણયનો શાંત સાગર પણ વહી રહ્યો દેખાય છે.

કંપાલાનું યુવક મંડળ અનેકવિધિ પ્રવૃત્તિઓ કરે છે. તેમાંથી એક પ્રવૃત્તિ સાહિત્યસેવાની છે. તે 'જાગૃતિ' નામનું માસિક પ્રગટ કરે છે. આ દેશના વાતાવરણને અનુરૂપ સાહિત્યઘડતર કરવાનાં તેના પ્રયત્નો સ્તુત્ય છે. શ્રી. ડાહ્યાભાઇ પટેલ (કવિ) શ્રી. ભાનુશંકર વ્યાસ શ્રી. બળવંત નાયક વગેરે આફ્રિકાના જાણીતા લેખકો 'જાગૃતિ' દ્વારા આ પ્રદેશોમાં ગુજરાતી સહિત્યની સાધના સાધી રહયા છે. સને ૧૯૫૮ જૂન–જુલાઈમાં પ્રગટ થયેલો 'જાગૃતિ' નો આફ્રિકા વાર્તા અંક આ દેશમાં થયેલી ગુજરાતી સાહિત્યની ઊંચી કક્ષાના ભક્તિની પારાશીશી સમાન છે. મોમ્બાસા મંડળે પણ આ દેશમાં ગુજરાતી સાહિત્યમાં જાગૃતિ લાવવામાં સારો ફાળો આપ્યો છે. આ સાહિત્ય મંડળે વિધવિધ પ્રવૃત્તિઓ—નિદિધ્યાસન, જાહેર સભાઓ, બુદ્ધ જયંતી, કવિમુશાયરા આદિ—અને તેના કેન્યા ડેલી મેલના 'સાહિત્ય મંજલ' વિભાગમાં કરેલ યથેચ્છ નિરૂપણ મારફત સાહિત્ય જાગૃતિનું મોજું સારાયે પ્રદેશમાં પ્રસરાવવાનું અતિ ઉપયોગી કાર્ય કર્યું છે. આજે આ દેશમાં ઉપર મુજબ પાંચ ૭ વર્તમાનપત્રો તથા ગુજરાતમાંથી સવાજમ ભરી મંગાવાતાં માસિકો—અખંડાનંદ, કુમાર, નવચેતન, સંસાર, જનકલ્યાણ, ઊર્મિ પ્યારા બાપુ વગેરે વંચાય છે તેનું કારણ લોકોમાં ભાષા અને સાહિત્ય પ્રત્યે પ્રેમ જાગ્યો છે એ છે.

## ગુજરાતી ભાષા અને શાળાઓ :

દ્વિતીય મહાયુદ્ધ પછી શાળાઓએ જ્ઞાન ફેલાવવામાં ઠીક ઠીક કિંમતી ભાગ ભજવ્યો છે. પૂર્વ આફ્રિકામાં વસેલા ભારતવાસીઓમાંથી ૮૦ ટકા લોકોની માતૃભાષા ગુજરાતી હોવાથી આખા પ્રદેશની એશિયન (એ વખતે હિંદી) શાળાઓમાં ગુજરાતી દ્વારા શિક્ષણ અપાતું. આ શાળાઓમાં અગુજરાતી બાળકો-પંજાબી, મહારાષ્ટ્રી મદ્રાસી, બંગાળી બાળકો-પણ ગુજરાતીના માધ્યમ દ્વારા શિક્ષણ મેળવતાં; તેથી ગુજરાતી બાળકોની જેમ સુંદર રીતે ગુજરાતી બોલતાં અને લખતાં. એક પંજાબી યુવક કે જે કેન્યાની એક ગ્રામ્યશાળામાં ભણી હવે બસ હાંકનારનું કામ કરે છે તેને એક વખત અચાનક મળવાની મને તક સાંપડી હતી. તે એટલી બધી સ્વાભાવિક રીતે ગુજરાતી ભાષા બોલતો હતો કે હું માની બેઠો કે તે ગુજરાતી જ છે, પરંતુ વધારે વાર્તાલાપથી હું જાણી શક્યો કે તેના બાપદાદા પંજાબના વતની-પંજાબી હતા. આ પ્રદેશોનાં નાનાં ગામડાંઓમાં કે જ્યાં એશિયનોની થોડી વસ્તી છે ત્યાં ભારતના બધા ભાગમાંથી આવેલાં ભારતવાસીઓ વસે છે અને તેમાં ગુજરાતીઓની મોટે ભાગે બહુમતી હોય છે. તેથી નાનાં બાળકો નિશાળમાં કે રમતગમતના મેદાન પર ભેગાં થાય ત્યારે ગુજરાતી ભાષાનો જ વ્યવહાર કરે એ સ્વાભાવિક હતું. 'આમ ગુજરાતી ભાષા પ્રાંતિકતાની દીવાલ ભેદી આ પ્રદેશના ભારતવાસીઓની જાણે ગૌરવભરી-રાષ્ટ્રભાષા બની ચૂકી હતી.

## ગુજરાતી ભાષા પર અનેકવિધ પ્રહારો :

ભારતવર્ષને સ્વાધીનતા મળ્યા (ઓગસ્ટ, ૧૯૪૭) પછી ભારતમાં ભાષા અંગેના-ખાસ કરીને અંગ્રેજી ભાષાનું મહત્ત્વ ઘટાડી હિંદીને રાષ્ટ્રભાષા બનાવવાના પ્રયાસ તથા હિંદુસ્તાન પાકીસ્તાન

# પૂર્વ આફ્રિકામાં ગુજરાતી સાહિત્યનો વિકાસ

આટલી મોટી સંખ્યામાં સાહિત્ય સમેલનમાં હાજર રહેલા સાહિત્યરસિકોને જોઈ મારા જેવા સાહિત્યરસિકને આનંદ થાય એ સ્વાભાવિક છે. એથી વિશેષ તો આનંદ એ વાતનો થાય છે કે આપણા જાણીતા લબ્ધપ્રતિષ્ઠિત સાહિત્યકારો આટલે દૂર આવી આપણી સામે ઉપસ્થિત થયા છે એ અહીંના ગુજરાતી સમાજ માટે ગૌરવની વાત છે.

પૂર્વ આફ્રિકામાં ગુજરાતી સાહિત્યના વિકાસ અંગે મને બોલવાની તક મળી છે ત્યારે થોડું ઘણું કહેવા માગું છું. ઘણાનું કહેવું એમ છે કે અહીંના ગુજરાતીઓને સાહિત્યમાં રસ નથી. અહીંનો ગુજરાતી પૈસા પાછળ આંધળી દોટ મૂકી રહયો છે સાહિત્યની એના મન કંઈ કિંમત નથી. અહીં ભેગા થયેલા સાહિત્યરસિક જનતાને જોઈ સૌને પ્રતીતિ થશે કે અહીં પણ હવે આપણા સાહિત્ય તરફ લોકોની ભૂખ ઊઘડતી જાય છે. એકલા પૈસા નહીં પણ જીવનમાં સાહિત્યની જરૂર દેખાવા લાગી છે. ઊંચા સત્વશીલ સાહિત્ય દ્વારા આપણા માનસમાં, જીવનમાં સંસ્કાર સીંચાય છે. આપણી ભાવિ પેઢીમાં કલા અને સંસ્કારની અમૂલ્ય મૂડી આપણે આપી શકીશું. એટલે મારું તો કહેવું છે કે સાહિત્ય અને સંસ્કારને ખૂબ નજીકની સગાઈ છે. સાહિત્ય નથી ત્યાં સંસ્કાર નથી. કલા નથી માધુર્ય

વચ્ચેના તીવ્ર કલેશો અંગે—જે બનાવો બન્યા તેની ઘેરી અસર આ પ્રદેશો પર પણ પડી. અહીંના ભારતવાસી તેમજ પાકિસ્તાની ગુજરાતી મુસ્લિમોએ પોતાની શાળાઓમાંથી—પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમાંથી—ગુજરાતી ભાષાને દેશવટો આપવાનો નિર્ણય કર્યો. આજે ભાગ્યે જ મુસ્લિમ વર્ચસ્વવાળી કોઈ શાળામાં ગુજરાતી ભાષાનો માધ્યમ તરીકે ઉપયોગ થતો હશે.

ભારતમાં અંગ્રેજીભાષા શાળાઓ અને મહાશાળાઓમાંથી કાઢી નાખવાના જે જોશીલા પ્રયત્નો થયા. તેના પ્રત્યાઘાત આ દેશ પર પડયા. અહીંની ગુજરાતીઓની શાળાઓમાંથી ગુજરાતી કાઢી નાખવાના વ્યવસ્થિત પ્રયત્નો શરૂ થયા. માધ્યમિક શાળાઓમાં તો શિક્ષણનું માધ્યમ અંગ્રેજી ભાષા હતી, પરંતુ હવે પ્રાથમિક શાળાઓમાં પણ માધ્યમ તરીકે અંગ્રેજીને ચાલુ કરવાના પ્રયત્નો થયા. શરૂઆતમાં પ્રાથમિક શાળાના ઉપલાં ધોરણોમાં અંગ્રેજી માધ્યમ આવ્યું અને પછી પહેલા ધોરણથી અંગ્રેજી ભાષાને માધ્યમ તરીકે ચાલુ કરવાનો પ્રથમ પ્રયત્ન કેન્યા મોમ્બાસાની ગુજરાતી બાળકોની શાળામાં શરૂ થયો. અને ધીમે ધીમે પણ દૃઢતાપૂર્વક આ મોજું સારાયે કેન્યામાં તો નહિ પણ પૂર્વ આફ્રિકાના બીજા પ્રદેશોમાંયે ફેલાયું. આજે અહીંની લગભગ ઘણીખરી શાળાઓમાં, અંગ્રેજી માધ્યમથી જ ગુજરાતી બાળકોને શિક્ષણ અપાય છે. સ્વાધીનતાના આરંભકાળમાં ભારતમાં ભાષા અંગેનાં જે આંદોલનો થયાં તેનું આ સીધું પરિણામ છે.

શ્રી ફુલચંદ ભાઈચંદ માવાણી
મોંબાસા

# પૂર્વ આફ્રિકામાં ગુજરાતી સાહિત્યનો વિકાસ

આટલી મોટી સંખ્યામાં સાહિત્ય સંમેલનમાં હાજર રહેલા સાહિત્યરસિકોને જોઈ મારા જેવા સાહિત્યરસિકને આનંદ થાય એ સ્વાભાવિક છે. એથી વિશેષ તો આનંદ એ વાતનો થાય છે કે આપણા જાણીતા લબ્ધપ્રતિષ્ઠિત સાહિત્યકારો આટલે દૂર આવી આપણી સામે ઉપસ્થિત થયા છે એ અહીંના ગુજરાતી સમાજ માટે ગૌરવની વાત છે.

પૂર્વ આફ્રિકામાં ગુજરાતી સાહિત્યના વિકાસ અંગે મને બોલવાની તક મળી છે ત્યારે થોડું ઘણું કહેવા માગું છું. ઘણાનું કહેવું એમ છે કે અહીંનો ગુજરાતીઓને સાહિત્યમાં રસ નથી. અહીંનો ગુજરાતી પૈસા પાછળ આંધળી દોટ મૂકી રહયો છે સાહિત્યની એના મન કંઇ કિંમત નથી. અહીં ભેગા થયેલી સાહિત્યરસિક જનતાને જોઈ સૌને પ્રતીતિ થશે કે અહીં પણ હવે આપણા સાહિત્ય તરફ લોકોની ભૂખ ઊઘડતી જાય છે. એકલા પૈસા નહીં પણ જીવનમાં સાહિત્યની જરૂર દેખાવા લાગી છે. ઊંચા સત્વશીલ સાહિત્ય દ્વારા આપણા માનસમાં, જીવનમાં સંસ્કાર સીંચાય છે. આપણી ભાવિ પેઢીમાં કલા અને સંસ્કારની અમૂલ્ય મૂડી આપણે આપી શકીશું. એટલે મારું તો કહેવું છે કે સાહિત્ય અને સંસ્કારને ખૂબ નજીકની સગાઈ છે. સાહિત્ય નથી ત્યાં સંસ્કાર નથી, કલા નથી માધુર્ય નથી, સાચી પરમ શાંતિ નથી.

અહીંની ગુજરાતી જનતા જેટલી વહેલી આ વાતને સમજશે એટલી તે વહેલી અહીં પરદેશમાં વધુ સુખી અને સમૃદ્ધ બની શકશે. એકલા પૈસાની સમૃદ્ધિ કંઈ સમૃદ્ધિ ન ગણાય?

એટલે હવે અહીં પરદેશમાં આપણા સાહિત્યના વિકાસ માટે આપણે સૌએ કટિબદ્ધ બનવું પડશે એ માટે સંગીન પ્રયત્નો પણ કરવા પડશે. દર વર્ષે વતનમાંથી જાણીતા સાહિત્યકારોને આપણે આમંત્રીને આવાં સાહિત્ય સંમેલનો યોજવાં જરૂરી છે. આ જાતના સાહિત્યસંમેલનમાં વારંવાર ભેગા થઈ યોગ્ય ચર્ચા વિચારણાઓ દ્વારા સાહિત્ય વિકાસના મક્કમ પ્રયત્નો આપણે કરી શકીશું તો અહીં ગુજરાતી સાહિત્યનું ભાવિ ઘણું ઉજ્જ્વળ દેખાય છે આપણા માટે બીજી એક દુઃખદ બીના એ છે કે અહીં સાહિત્યના વિકાસને પ્રબળ બનાવવા આપણી પાસે કોઈ સાધન નથી. એવી કોઈ સંસ્થા નથી કે ગુજરાતી સાહિત્યનાં અહીંના લેખકોનાં પ્રકાશનો પ્રગટ કરી શકે. એ આપણે માટે ઘણી જ શરમજનક હકીકત છે. અહીં પૈસા છે, દાનવીરો છે, સાહિત્યકારો છે, સાહિત્યરસિક વાચક વર્ગ પણ છે તો આ ઊણપ ખોટ શા માટે ચલાવી લેવામાં આવે છે? આવી કોઈ સંસ્થા સ્થાપવાનો આપણે ક્યારેય ભેગા થઈને વિચાર કર્યો છે ખરો ? તૂટક તૂટક એવા પ્રયત્નો થયા હશે પણ એ પ્રયત્નો કાળની ઝાપટે લુપ્ત થઈ ગયા છે. આજે અહીં આપણે ગુર્જરપુત્રો ભેગા થયા છીએ ત્યારે એક વાત મક્કમપણે વિચારી લઈએ કે આપણને એવી કોઈ સંસ્થાની જરૂર તો છે અને એ માટે આપણે વહેલી તકે પ્રયત્નો શરૂ કરી દેવા જોઈએ અહીંના નામી–અનામી લેખકોનાં પુસ્તકોએ સંસ્થા દ્વારા પ્રકાશિત થાય તો જ અહીં ગુજરાતી સાહિત્યને વધુ વેગ મળી શકે એમ છે. જિજ્ઞાના ધાનવાન કે કંપાલાના શ્રીમંતોને મન આ કંઈ મોટી વાત નથી તો શા માટે એવા પ્રયત્નો થતા નથી ? એ પ્રયત્નો શરૂ કરી દેવાનો હવે વખત પાકી ગયો છે. એ પ્રયત્ન જાહેર જનતાના સહકારથી અહીંના લેખકોએ જ શરૂ કરવો જોઈએ, ઉપાડી લેવો જોઈએ. ''

આપણે સૌ એક વાત આજે વિચારીએ. અહીં આપણે કમાયા, આપણે મોટીમોટી તોતીંગ ઇમારતો બાંધી, મોટામોટા ઉદ્યોગો સ્થાપ્યા, વેપારની લગામ હાથમાં લીધી એથી આગળ વધીને અહીં આપણે લાખોના ખર્ચે દેવમંદિરો બાંધ્યા પણ સાહિત્યના વિકાસ માટે કે માતૃભાષાના પ્રચાર માટે આપણે અહીં શું કર્યું ? કંઈ કર્યું ખરું ? કોઇ જવાબ આપી શકે એમ છે? આફ્રિકનભાષાનું કેટલું સાહિત્ય આપણી ભાષામાં અનુવાદિત કર્યું ? અથવા તો આપણું ગુજરાતી સાહિત્ય અહીંની ભાષામાં કેટલું અનુવાદિત આપણે કર્યું ? આ પ્રશ્નમાં આપણાથી કંઇ બોલી શકાય એમ નથી. અહીં આપણે નાનકડું ગુજરાત ઊભું કર્યું પણ આપણા સાહિત્ય પ્રત્યે બેદરકાર બની ગયા. આપણા સાહિત્યને ભૂલી ગયા. લક્ષ્મીના લોભે સાહિત્યની કિંમત ઘટાડી દીધી. આપણા કરતાં યુરોપિયનોએ અહીં આ વિષયમાં ઘણું કર્યું છે એમના સાહિત્યનો અહીંની જનતામાં પ્રચાર કરવામાં તે કદી પાછા પડયા નથી. મીશનરીઓ દ્વારા અહીંના લોકોની ભાષાનું વધુ જ્ઞાન મેળવી એમની સંસ્કૃતિને જાણી-સમજી સાહિત્યમાં ઢાળી છે. એમની સરખામણીમાં આપણે કંઇ જ કર્યું નથી.

એથી વિશેષ તો આપણા કરતાં ભાઇશ્રી ઇશ્વરલાલ દવે અહીં સારું સેવાભાવી કાર્ય કરી રહ્યા છે. એ ત્રણ વર્ષે ગુજરાતી સાહિત્યના પ્રચાર અર્થે, પુસ્તકો વેચવા માટે અહીંનાં જંગલોમાં ભેખધારી બની ઘૂમી રહ્યા છે. એ રીતે અહીં ગુજરાતી સાહિત્યની જ્યોત વધુ પ્રકાશિત રાખવામાં એમનો ફાળો કંઇ નાનોસૂનો નથી. હું પ્રશ્ન પૂછું છું. અહીં બેઠા બેઠાં આપણે શું કર્યું? આપણા સૌ વતી હું ભાઇ ઇશ્વરલાલને ધન્યવાદ પાઠવી આપણી પીછેહઠ ભરી શાખાશીનો એકરાર કરી લઉં છું.

પણ હવે એનો કંઇ અફસોસ કરવાનો ન હોય. જાગ્યા ત્યાંથી સવાર માની આપણે એ લાંછનરૂપ ઊણપને દૂર કરવા માટે આજથી કટીબદ્ધ થઇશું તો આપણે અહીં ઘણું કરી શકીએ એમ છે. ગુજરાતથી આખું સાહિત્યઅધિવેશન અહીં નોતરી શકીએ એમ છીએ. એવી અહીં તાકાત છે.

નજીકના મહિનાઓમાં આ દેશ આઝાદ થઇ રહયો છે ત્યારે ભારે દેશના ઉત્થાનમાં, આબાદીની કૂચમાં સાહિત્યની આપ લે દ્વારા આ દેશની પ્રજાની સાથે કલા-સંસ્કારનો સુમેળ રચી એક આગવી મંઝીલ તરફ આપણે સૌ પ્રયાણ આદરીએ તો આપણું એ પ્રયાણ ઉજ્જવળ લેખ શે.

આપણી સામે આજે ગુજરાતના જાણીતા સાહિત્યકારો બેઠા છે, એમના પ્રવચનોમાંથી એમના સાથે ચર્ચા-વિચારણાઓમાંથી આપણે કંઇ ગ્રહણ કરી પૂર્વ આફ્રિકાના ગુજરાતી સાહિત્યના સાવ નીચે બેસી ગયેલા પલ્લાને ઊંચે લઇ જઇ ઉન્નત ઉજ્જ્વળ બનાવવા આપણે સૌ એક સાથે હળીમળી તાલશ્રા કદમ મીલાવીએ તો આજનુ આ સાહિત્યસંમેલન યોજાયેલું સફળ બન્યું લેખાશે.

અંતમાં જિલ્લાના સાહિત્યસભાને, આ પ્રવૃત્તિ ઉપાડનાર ભાઇ શ્રી. ટી. પી. સૂચક અને એમના મિત્રમંડળને તેમ જ નાઇરોબી-તટે વસના સાહિત્યરસિક ભાઇબહેનોને અભિનંદન આપી એમણે ઉપાડેલા જીવનના આ મુખ્ય અને મહત્ત્વના અંગ સમા કાર્યને બિરદાવું છું.

નાઇલ નદીના ધસમસતા નીરની માફક આપણા ગુજરાની સાહિત્યનો પ્રવાહ અહીં ધસમસતો વહે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ત્રીજી બાબત અત્રેના ભારતવાસીઓમાં ભાષા અંગે ઉત્તરોત્તર વધતા જતા મતભેદો. હિંદીભાષી, પંજાબીભાષી, ઉર્દુભાષી વગેરે સૌ પોતાની ભાષા શાળાઓમાં શીખવાય તેનો આગ્રહ કરવા લાગ્યા. આથી સરકારે જુદી જુદી ભારતીય ભાષાઓ શીખવનાર શિક્ષકોને રોકવા પડ્યા. આ બાબત વધારે ખર્ચાળ તેમજ નાનાં મોટાં ઘર્ષણો ઉપજાવનાર હતી, તેથી કેળવણી ખાતાના સત્તાધીશોએ આ બધી ભાષાઓનું મહત્ત્વ ઘટાડી નાખવામાં અનુકૂળતા જોઈ. તેમને તો "ભાવતું 'તું ને વૈદે બતાવ્યું "ના જેવું થયું, તેથી ઉપર્યુક્ત બધી ભાષાઓને અન્ય ભાષા (Second Language)નું સ્થાન આપી દીધું. અંગ્રેજી ભાષા પ્રત્યેના વ્યામોહમાં ખેંચાઈ આપણા નેતાઓએ કે પ્રજાએ આ બાબતને કોઇ પણ જાતના ઊહાપોહ વિના મૂગા મોંએ સ્વીકારી લીધી. ગુજરાતી ભાષા પ્રત્યેની ગુજરાતીઓની નફરત આમાં કારણભૂત બની. "ગુજરાતીઓમાં ગુજરાતી ભાષા પ્રત્યેની નફરત દિવસે દિવસે વધતી જાય છે. એનું એક પ્રબળ કારણ અંગ્રેજી ભાષા પ્રત્યેનું આકર્ષણ છે. અંગ્રેજી ભાષા શીખવામાં—ખાસ કરીને બોલતાં શીખવામાં આપણી વાણિજ્ય પ્રધાન ગુજરાતી કોમે અર્થ-લાભ જોયો છે અને ગુજરાતી કોમ અર્થલાભને કારણે સર્વસ્વનો ભોગ આપવા તૈયાર ન થાય એમ કહેવાની સ્થિતિમાં આપણે નથી. પરિણામે આપણે 'ગુજરાતીઓ અંગ્રેજી ભાષાની જેટલી આરાધના કરીએ છીએ તેટલી ગુજરાતી ભાષાની આરાધના કરતા નથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી." *

ગુજરાતી ભાષાનું ગૌરવ તોડવાના પ્રયત્નો આટલેથી અટક્યા હોત તો તો સારું થાત, પણ તે તેથી યે આગળ વધ્યા છે હવે

* સને ૧૯૫૩ના સપ્ટેમ્બર માસમાં કૉલોનીઅલ ટાઈમ્સમાં પ્રકટ થયેલા મારા લેખ 'ગુજરાતી ભાષાની દુર્દશા'માંથી અવતરણ.

આપણાં બાલમંદિરોમાંથીયે ગુજરાતી જવા બેઠી છે. કેટલાક બાલમંદિરોમાં અંગ્રેજી પ્રવેશી ચૂકી છે. દુઃખની વાત તો એ છે કે આવાં બાલમંદિરો આપણા ગુજરાતીઓ જ ચલાવે છે અને તેઓએ જ ગુજરાતીને બદલે અંગ્રેજી માધ્યમ સ્વીકાર્યું છે. એ બાલમંદિરોમાં જતા બાળકોનાં માબાપોને તેના સામે કોઈ વિરોધ નથી, કારણ કે સૌ અંગ્રેજીથી ખૂબ પ્રભાવિત થયાં છે. તેઓ માનતાં થયાં છે કે તેમનાં બાળકો જો અંગ્રેજી ભાષા નાનપણથી સારી રીતે શીખે તો જ હોશિયાર, ચાલાક અને સારી રીતે કમાઈ શકે તેવી આવડતવાળાં થાય.

વાયરલેસની પાંખ પરથી વહેતાં કરવામાં આવતાં ગાયન, નાટક, સમાચાર વગેરેમાં કઈ ભારતી ભાષા કેટલા પ્રમાણમાં વાપરવી તેને અંગે પણ તીવ્ર મતભેદો જાગ્યા છે. ગુજરાતીઓની વસ્તીઓના પ્રમાણમાં ગુજરાતી ભાષાના કાર્યક્રમને વાયરલેસમાંથી વહેતો કરવાનો સમય અપાતો નથી એ પણ ગુજરાતી ભાષા અને સાહિત્યનો પરિચય ઘટાડવાનું કારણ બની રહ્યું છે.

અને હવે આફ્રિકન રાષ્ટ્રવાદનો જુવાળ જોશભેર ચડવા લાગ્યો છે. એ જુવાળના અમુક તબક્કે રાષ્ટ્રભાષા તરીકે સ્વાહીલીની મહત્તા વધારવાનાં આંદોલનોનો પ્રહાર ગુજરાતીને લાગશે એ પણ એટલી જ ચોક્કસ બાબત છે. આમ ગુજરાતીનો તેજ–દીવડો દિન–પ્રતિદિન વધારે ને વધારે ઝાંખો પડી રહ્યો છે.

### ગુજરાતીનો તેજ–દીવડો ઝબૂકતો રાખો :—

ગુજરાતી ભાષા અને સાહિત્યનાં આ પ્રદેશમાં હાલ જે થોડાં ઘણાં શુભ આંદોલનો–ગુજરાતી વર્તમાનપત્રો, સાહિત્ય મંડળો, સાહિત્ય પરિષદ વગેરે-થઈ રહ્યાં છે તેમાં જો આપણા ઉગતા વર્ગને

રસ લેતાં નહીં કરી શકીએ તો થોડા વખત પછી તે મૃત્યુશાપી થશે. ગુજરાતી ભાષા અને સાહિત્ય સાથેના તેમના (ઊગતા પ્રજાના) સંબંધમાં મૂળમાંથી કુહાડાના ઘા લાગવા માંડયા છે. એટલે જો આપણે વેળાસર ચેતી યોગ્ય ઉપાય નહિ કરીએ તો આપણાં બાળકો -ભાવિ નાગરિકો-ને આપણે સંપૂર્ણપણે ગુજરાતીવિમુખ થઈશું. અત્યારે ગુજરાતી ભાષા અને સાહિત્યની દશા મૂળ વિનાનાં કોઈ ઝાડ જેવી થઈ રહી છે. મૂળ વિનાનું ઝાડ જેમ ધીમે ધીમે મરતુ જાય છે તેમ ગુજરાતીભાષાનું પણ થતું જાય છે.

આ પરિસ્થિતિમાંથી બચવા માટે કંઈ ઉપાય છે ખરો? હા, જરૂર છે. પરંતુ તેમ કરવા જતાં અતિ કષ્ટ સહન કરવું પડે તેમ છે. પ્રબળ મનોબળ અને મહા પુરુષાર્થ માગી લે તેવો તે માર્ગ છે. આ પ્રદેશોમાં ગુજરાતી ભાષા અને સાહિત્યને ટકાવી રાખવામાં કે તેને વિકસાવવામાં સરકાર-પાસેથી બહુ આશા રાખવી સંભવિત નથી. એટલે તે માટે આપણે આપણા સંઘબળ પર નિર્ભર રહી ખાનગી પ્રયત્નો કરવા પડશે. જો આપણે આવું કાંઈક કરીએ તો ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રત્યેના રસ અને આદરભાવને ટકાવી શકશું :—

૧. ગુજરાતી ભાષા શુદ્ધ અને સારી રીતે બોલી તેમ લખી શકીએ તે માટે બાળકો તેમ જ મોટેરાંઓ માટે યોગ્ય સાહિત્ય વસાવવું જોઈએ. બાળકોને તેમની રુચી અનુસારનાં સાહિત્યમાં રસ લેતાં કરવાની ફરજ માબાપોએ અને વાલીઓએ વહોરી લેવી જોઈએ.

૨. બાળકોને તેમ જ કિશોરોને ગુજરાતી પદ્ધતિસર શીખવવા માટે દરેક શહેર તેમ જ ગામમાં રાત્રિશાળાઓ ખોલવી જોઈએ. આ રાત્રિશાળાઓમાં તેમને ગુજરાતી ભાષાને સારી રીતે જાણનાર

વ્યક્તિઓ મારફત ગુજરાતી પ્રત્યે સ્નેહ અને આદરભાવ જ
તેવું વાતાવરણ સર્જવું જોઈએ.

૩. આ પ્રદેશોની શાળાઓ હાલ ગુજરાતી ભાષાનાં જે પુસ્તકો ર
છે તે ગુજરાતની શાળાઓ માટે રચાયાં હોવાથી ભાષા અને ર
સની દૃષ્ટિએ પ્રમાણમાં વધારે અઘરાં અને અહીંના વાતાવરણ
પરિસ્થિતિને અનુકૂળ નથી હોતાં. ગુજરાતી પ્રત્યે રસનિષ્પત્તિ
વવા માટે આ પરિસ્થિતિ બદલાવી જોઈએ. અહીંના સાહિત્યસ
અને ભાષાશાસ્ત્રીઓ આ દેશની સમગ્ર પરિસ્થિતિને લક્ષમાં લ
સુયોગ્ય પાઠ્ય-પુસ્તકો તેમ જ અન્ય સાહિત્ય સર્જે તો બાળ
રસ જળવાઈ રહે અને તેઓ ગુજરાતી હોંશે હોંશે શીખવા તત્પર

૪. સાહિત્ય મંડળોએ ગુજરાતી ભાષા અને સાહિત્યના ૩
માટે હેતુલક્ષી ચક્રો ગતિમાન કરવાં જોઈએ. રાત્રિશાળાઓ
પુસ્તકાલયોની સ્થાપના કરાવવા માટે તેમણે પ્રયત્નો આરંભા
જોઈએ.

૫. શાળાઓમાં ગુજરાતીને બીજી ભાષા તરીકેનું પૂરતા •
વાળું સ્થાન મળે તે અંગેની સાહિત્ય મંડળોએ તેમની
સ્વીકારી લેવી જોઈએ. જરૂર પડયે તે અંગે અધિકારી વર્ગ સ
પ્રતિનિધિત્વ કરવા પણ સાહિત્ય મંડળના કાર્યકર્તાઓએ ત
રહેવું જોઈએ.

૬. અંગ્રેજી કે સ્વાહીલીનું પ્રાબલ્ય વધી રહ્યું છે તે ઓ
કરવા સામે બળ વાપરવું તે પ્રચંડ પૂરની સામે થવાના પ્ર
સમાન છે અને તેથી નિરર્થક અને અનુચિત છે. અંગ્રેજી લ
નજીકના ભવિષ્યમાં જગતભાષાનું સ્થાન લે તો તે માટે ખાસ આ
પામવા જેવું નથી અને સ્વાહીલી આ પ્રદેશોની રાષ્ટ્રભાષા બ

તો એ બન્ને ભાષાઓ ઉપરાંત ગુજરાતી પ્રત્યે અનુરાગ જન્માવવા તેમ જ તેને ટકાવી રાખવા શ્રમ કરવો પડશે. આ બાબત ખાનગી પ્રયાસ મારફત જ સિદ્ધ કરવી પડશે એ એટલી જ સાચી વાત છે, તેથી આપણા સાહિત્યમાં રસ લેતાં સૌ ભાઈ બહેનોએ ગુજરાતીને મરતી બચાવવા માટેના પ્રયત્નો તુરત જ આરંભી દેવા જરૂરી છે.

૭. આ દેશમાં વસતા ભારતવાસીઓને અંગ્રેજી ભાષા આકર્ષી શકી છે; કારણ કે જો તેમનાં બાળકો એ ભાષા પર પ્રભુત્વ મેળવી ઉચ્ચ અભ્યાસ કરી સારી પદવીઓ મેળવી શકે તો તેમની સમક્ષ ધનના ભંડાર ખુલ્લા થવાની વકી છે. એટલે તેઓ તેમનાં બાળકોને છેક નાનપણથી અંગ્રેજીમા જ શિક્ષણ મળે તેવો આગ્રહ સેવતાં થયાં છે. આગ્રહ તદ્દન ખોટો છે એમ કહેવાનો અર્થ નથી અને તેથી તેની સામે આંદોલન કરવાની જરૂર નથી. છતાં એ પ્રદેશીમાં ગુજરાતીને મોટા ઝાડ પાસેના કોઇ છોડની જેમ વિકસવા દેવી જોઇએ હા, આપણે ગુજરાતીઓએ એટલા જાગ્રત રહેવું જોઇએ કે તે છોડ વટવૃક્ષ નીચેના ભાદરવાના બીંડાની જેમ અકાળે કરમાઇ ન જાય. પાસે પાસે હોવા છતાં યથાશક્તિ સત્વ ગ્રહણ કરી સ્વતંત્ર રીતે ફૂલે-ફાલે તેમ આ ત્રણે ભાષાઓને ફૂલવા-ફાલવા દેવી જોઇએ. ભારતની ભાષાઓ–ગુજરાતી, હિંદી, મરાઠી, પંજાબી, ઉર્દુ–એ આપસ–આપસમાં ઝઘડી એકબીજાનું બળ ખતમ થાય તેવું સત્વરે બંધ થવું જોઇએ.

—રમેશભાઈ પટેલ કંપાલા

# ગુર્જરી ગિરા

ગુર્જરી ગીરા એટલે ગુર્જરોની ગિરા, ગુજરાતીઓની વાણી. આ વાણીના ઉદ્ભવનો કાળ જગતની બીજી વાણીઓ જેટલો કદાચ જૂનો નહીં હોય, પરંતુ તેની જનની સંસ્કૃતનું જગત-શ્રેષ્ઠ ગણાતી. વાણીઓમાં ગૌરવવંતું સ્થાન હોવાથી ગુર્જર ગર્વ લે અને તેવું જ સ્થાન ભોગવે એમાં લેશમાત્ર શંકા નથી. ગુર્જરી ગિરાએ અગિયારમા સૈકામાં અપભ્રંશ બીજ ધારણ કર્યું. અનેક સંકટો, પ્રત્યાઘાતો, આફતો ને આંધીઓ તેને માથે ઊતરી તે બીજમાંથી ચતુર્દિશ આવરી લેતી ગુર્જરી ગિરાની વેલ વટવૃક્ષની માફક હાલ કુમારાવસ્થા ભોગવે છે.

ગુર્જરી ગિરાના જન્મ સાથે પરદેશીઓના હુમલા થયા હતા. પરદેશીઓએ તેને કચડી નાખવાના પ્રયત્નો કર્યા હતા. પરંતુ જૈનો અને જૈનેતર કવિઓએ તેનામાં ધર્મસિંચન કર્યું. તેને ધર્મનું વહન બનાવી આધ્યાત્મિક સંસ્કારો ફેલાવ્યા. 'ધર્મે જય, પાપે ક્ષય' ના ધર્મસૂત્ર પ્રમાણે તેનો જય થયો. તેનો વિકાસ વણથંભ્યો આગળ વધ્યો. સંસ્કારની સૌરભ ફેલાવીને સંસ્કૃતની આગેકૂચ કરીને મહમદ ઘોરીના આસુરીબળને હુગાવીને વૈરાગ્ય, જ્ઞાન, વીરતા, સંયમ અને ધૈર્યને ધારણ કરીને જૂના યુગને ત્યજીને મધ્યયુગમાં ભક્તિનાં વસ્ત્રો ધારણ કર્યાં.

આદ્યકવિ નરસિંહ મહેતાનાં તત્ત્વજ્ઞ પ્રભાતિયાં, મીરાંની પ્રેમલક્ષણા ભક્તિનાં પદો અખાના અખંડ વેદાન્ત જ્ઞાન વાકૃતીક્ષ્ણ છપ્પા, માનવસ્વભાવના ઊંડા અભ્યાસ અને સિધ્ધહસ્ત આલેખક ગુર્જરકવિ શિરોમણિ ભટ્ટ પ્રેમાનંદની કથાઓ, લોકપ્રિય શામળભટ્ટના

માનવજીવન આલેખતા છપ્પા, ધીરા ભગતની કાફીઓ, દયારામની ગરબીઓ, ભોજાભગતના ચાબખા, મધ્યયુગના છેલ્લા પ્રતિનિધિ સાચા ભાષાના છંદમાં નિપુણતા ધરાવનાર કવિ દલપતરામનું કાવ્યચાતુર્ય ગુર્જરીને રસસરિતામાં નવડાવી પોતાની ગીરાનાં એક પછી એક ઉન્નત શિખરો સર કર્યાં છે. કાવ્યોમાં રસનિષ્પંદ કરીને ગુર્જર લોકોના પ્રવાહને, ભક્તિમાર્ગે વાળીને.

ગુર્જર ગિરાના મધ્યયુગનો અસ્ત થતાં તેના અર્વાચીન યુગના અરુણોદયના પ્રતિનિધિ વીર નર્મદ 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે' ના મંત્રની ભેરી બજાવતો ગુજરાતી સાહિત્ય યોદ્ધો ગુજરાત મધ્યે આવ્યો વિવેચક નવલરામે કર્તાનાં મૂલ્યો કર્યાં. નંદશંકરે નાટક આપ્યું. પછી તો ગુર્જર ગીરાના સાક્ષરોની ફોજ આવી. કવિ-વિવેચક નરસિંહરાવ, ગુજરાતી સાહિત્યમાં અનેરી ભાત પાડનાર કવિ કાન્ત, કેકારવના ટહુકા સુણાવનાર રાજવીકવિ કલાપી, કાવ્યસરિતાનાં મીઠાં જળ જીવનપર્યંત શાંત રીતે વહેવડાવનાર નિઃસ્પૃહી કવિ બોટાદકર, શબ્દમાધુર્ય પર લક્ષ આપનાર કવિ શિરોમણિ નાનાલાલ, ગુર્જરગિરાની એક-નિષ્ઠાથી સેવા કરનાર ખબરદાર, સાહિત્યની અનેકવિધ પ્રવૃત્તિ આદરનાર રામનારાયણ પાઠક, 'હુબળાના કવિ' જુગતરામ દવે, લોકસાહિત્યને અમર કરવા જીવનભર એકનિષ્ઠ પ્રયત્ન કરનાર ગુજરાતી શાયર મેઘાણી, 'ઇલા-કાવ્યો'ના સુપ્રસિદ્ધ સાહિત્યકાર, કુશળ અભિનેતા અને દિગ્દર્શક ચંદ્રવદન મહેતા, સુંદર રાસ અને કાવ્યોના પ્રસિધ્ધિ પામનાર સ્નેહરશ્મિ, ખંડ કાવ્યોમાં નામના મેળવનાર બેટાઈ, 'પીડીતોના કવિ' પ્રભુભાઇ, 'રણજીતરામ સુવર્ણચંદ્રક' મેળવનાર સુંદરમ્, ગુર્જર-સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ધરાવનાર ઉમાશંકર જોષી, ભક્તિ-ભાવનાને વ્યકત કરતા પિનાકિન, ગીતો અને રેડિયો રૂપકોમાં જાણીતા વેણીભાઈ વગેરે કવિઓએ કાવ્યોની રેલ લાવી ગુર્જર ગીરાના સરિતા

કાંઠા ભીના કર્યા. મનઃસુખરામ ત્રિપાઠીએ ગુજરાતી ગિરાને સંસ્કૃતમય અને ગૌરવભરી બનાવી. ગોવર્ધનરામે ગુજરાતને વિચાર વંતુ કર્યું સરસ્વતીચંદ્ર અર્પીને ગુજરાતને ગૃહજીવનનું પુરાણ આપ્યું. કાવ્યોમાં ગેયતા દૂર કરી કવિતા અર્થઘન છે એમ પ્રથમ વિવેચન કરનાર સાક્ષર બ. ક. ઠાકોરે સાહિત્યમાં નવી ભાત પાડી. કૃષ્ણલાલ ઝવેરીએ ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આલેખ્યો. વિશ્વ વિરલ મહાપુરુષ મહાત્મા ગાંધીજીએ સાદી, સરળ સર્વજનગમ્ય શૈલીનું સાહિત્ય આપી ગુર્જરોમાં નવી જાગૃતિ અર્પી. પીઢ કેળવણીકાર નાનાભટ્ટે સાચી અને નવી કેળવણીના માર્ગ બતાવ્યા. કમળાશંકર ત્રિવેદી તેમ જ તેમના પુત્ર અતિસુખશંકર ત્રિવેદીએ બાળકોને ત્રિવેદી વાચનમાળા આપી. પ્રતિભાશાળી અને વિશિષ્ટ સ્થાન સાહિત્યમાં મેળવનાર મુનશીએ ગુજરાતને સમર્થ નવલકથાઓ આપી. ગુજરાતી જોડણીકોષ કાકા—સાહેબ કાલેલકરે પ્રગટ કર્યો. મશરૂવાળાએ જીવનશોધન આપ્યું. રમણલાલ દેસાઇએ લોકપ્રિય નવલકથાઓ આપી. જ્યોતીન્દ્ર દવેએ શિષ્ટ, માર્મિક, અને ઉચ્ચ પ્રકારનો વિનોદ આપ્યો. ઠાકુભાઇએ અનુવાદ કલાનો ખ્યાલ આપ્યો. યશવંત પંડ્યાએ સુંદર નાટકો લખ્યાં; યશોધર મહેતાએ નવલકથાઓ આપી. સાહસકથાઓ મૂળશંકર ભટ્ટે આપી. સુંદર વાસ્તવિક વાર્તાઓ પીતાંબર પટેલે આપી. ચુનીલાલ મડિયાએ હળવા નિબંધ આપ્યા. પન્નાલાલ પટેલે અને ઈશ્વર પેટલીકરે ગ્રામ્યજીવનનાં વાસ્તવિક ચિત્રો રજૂ કર્યા.

ગુર્જર ગીરાના અનંત ગગનભોમમાં અસંખ્ય તારલીઓ ચમકયા છે. ચમકે છે, અને ચમકશે.. 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં વસે મહાગુજરાત' બનશે એવું એંધાણ આવા ગુર્જર ગીરાનાં સંમેલનમાં જણાય છે. એનાં અંગેઅંગ સૌરભશ્લેષતા, નિબંધોની

વિચારગહનતા, નવલોની તાદ્દશતા, વાર્તાઓની લાક્ષણિકતા, લોકગીતોની માનવતા, ગુર્જરી ગિરામાં ડગલે ને પગલે માલમ પડવા લાગી છે ગિરિશૃંગોમાંથી વહેવા લાગી છે માની ચરણરજ ધોવા એના વધુ ઉત્કર્ષની નોબત વાગી રહી છે આવા સંમેલનમાં. આવી માતૃભાષાનો કયો ગુર્જર ગર્વ મૂકી નહિ નમે ! જય હો ગુર્જર ગિરા માતાને!

–શિવાભાઈ એચ. પટેલ

## "ઇમીગ્રેશન ધારા–પુરાણ" (પદ્યમાં)

હિન્દુઓનાં પુરાણ-કથાઓનાં પુસ્તકોમાં શ્રી. નારદજીનું સ્થાન અદ્વિતીય છે. એ નારદજીને એક પણ દિવસ જંપ વળતો નથી. સ્વર્ગ મૃત્યુ અને પાતાળ લોકમાં એમનું ભ્રમણ ચાલુ રાખી એમની નારદ-લીલા દ્વારા સંસારનું દુઃખ ટાળવા પોતાની રીતે તે સદાયે પ્રયત્ન-શીલ રહે છે તે રીતે એક ડંડી પહોરે તેમના ટીખળી ભેજામાં તરંગ ઊઠયો કે, ભારતવર્ષની સ્થિતિ તો અનેક વાર નજરે નિહાળી; પણ પરદેશવાસી ભારતીઓની સ્થિતિ, તેમનાં કાર્યો–પરાક્રમો કેવાં છે તે તો નજરે નિહાળી આવું! આ તુક્કો ઊઠતાં જ એ તો ઊપડયા મહારાષ્ટ્રના સુવિખ્યાત યાત્રાસ્થાન પંઢરપુર તીર્થે. અને "સંત તુકારામ" નામની ફિલ્મથી આપણે જેમના વિષે વધુ જાણતા થયા છીએ તે ભગવાન "વિઠ્ઠલ પાન્ડુરંગા" ને કાને આ વાત નાખી. "પાન્ડુરંગાજી" તો રહ્યા ભોળા અને ભકતવત્સલ, એટલે ના પાડે જ શાના? થઇ ગયા તૈયાર અને પવનપાવડી પર આરૂઢ થઇને ઊપડયા ઇસ્ટ આફ્રિકા નારદજીને પાછળથી જવા સૂચવ્યું.

આ દેશમાં આવીને પ્રથમ મોમ્બાસા. અને પછી નૈરોબી નગરીમાં ભ્રમણ કરતા તેમને શા શા અનુભવો થયા, બ્લેક માર્કે-ટિયા કાણિયાએ ભૂરકી આપી કેવી રીતે કનડયા ને સરાપાન કરાવ્યું? ભગવાને અહીંના ભારતવાસીઓને શા માટે અને શો શાપ આપ્યો ? અને એ શાપને અંગે ૧૯૪૮નો ઇમીગ્રેશન ધારો અમલમાં કેવી રીતે આવ્યો?...... એ કથાવસ્તુ આજની 'હરિ કથા' નહિ પણ "ઇમીગ્રેશન ધારા–પુરાણ" નો વિષય છે. સમય છે ૧૯૪૭-૪૮નો મેં કે મારા બાપદાદાએ બહોતેર પેઢિમાં 'હરિકથા' કરી નથી છતાં આજે એ કરવાનું દુઃસાહસ આ સેવક ખેડે છે તે

પાન્ડુરંગઃ— (ઠયાનો જ રાગ)

યા, યા, આપણુ તો દિસત ભક્તજન,
દિસન ! યા, બાબા, યા! યા!
કસા કાયા ઇકડે આફ્રિકા મદિયે
માઝા ભકત આહે ખરે ચ?
કી બગુન મ્હાલા કારય આનંદ
વાર તો માઝા ભક્તજનાંની

કણિયો—(સ્વગત)

પાઠ ભજવાયો છે સાંગોપાંગ માગે
પાન્ડુરંગ પ્રસન્ન થઈ જાય,
સોગટી સડોસટ લાગી છે માહરી
થઈ ગયો બેડો રે પાર.
ભક્તિ કરીને રીઝવું જ તુજને
પહોંચાડું આફ્રિકા પાર
મહારાષ્ટ્ર ભેગા તને ના કરું જો વિઠ્ઠલા
તો કહેજે ના કચ્છી વીરા
(પ્રગટ રીતે)
પાન્ડુરંગ બાપા! વિઠ્ઠલા ઓ વ્હાલા!
આપ પધારિયા આજ
પાવન કીધાં મુજ ઘર આંગણિયાં
ને પાવન કીધા મુજ હાટ.
પરથમ પધારો મારી દુકાને વહાલા,
પાનપટ્ટી આરોગો સુપેર
તંબોળ આવીને વહાલા રસને જમાવો
ને કરો વાવડ ઇન્દ્રિયાના.

પાન્ડુરંગ :

કહો ભક્તરાજ ! કયમનો આ 'લાઇન'?
કાળાં ને ઘઉંવર્ણાં કેરી?
એકકે દીસે ના ગૌરાંગ માનવી
આ રે લાઇનની મધ્યે ?
ભેદ એનો મને સમજાવો શેઠિયા !
શાની છે આ મ્હોંકાણુ?
ભૂમિ ભારતનાં આ રોજિંદા દૃશ્યો?
અહીં શાને ભજવાય ?
વિસ્તારી કહો યજમાન!
ત્રણ ત્રણ હજાર મૈલ દૂર આવીને
(શું) નવ સુધર્યાં મમ સંતાન?

કણિયોઃ—

પરથમ વહાલા તંબોળ સ્વીકારો
ને આરોગો આ વાર.
પછી નિરાંતે વાતે વળગીએ
'લાઇન' મીમાંસા સાર.

(પાનપટ્ટી બનાવી કાણિયો પ્રભુના મોંમાં ખોસે છે પ્રભુ હસતા હસતા સ્વીકારે છે.)

કડવું ૩ જું

કણિયોઃ—

સુણજો મ્હારા નાથજી આજે
આ 'લાઇન મીમાંસા' ભેદ,

શાને દુભવ્યાં રૂક્ષ્મણી મ'ન?
ખાલી અમરથાં ભૂમરાણુ કરતાં
આવાં નફ્ફટ જ'ન.
મુજ હાથમાં ના ક'ટ્રોલ-કાયદા
નહિ વળી ચાવલગૂણી.
નહિ તો 'તમારા સમ' દેવ! મને છે
વહેંચી આપુ' અબઘડી.
વેપારી માથે ક'ટ્રોલ-કાયદો
કાયદા માથે ગૌરાંગ દેવ!
'દેવ' માથે મોટી સામ્રાજ્ય સત્તા
બ્રિટાનિયા જેવી જ દાદી!
કહો દેવા એમાં હુ' તે કરું શુ'?
મળે ના કણુ ચાવલ
ઘરની બાયડી ગૂણી ખ'ખોળે ત્યાં
'આપુ' શુ' 'અંવર જ'ન?

કડવુ'-૪-થુ'

કણિયે:—

આ તો અ'ધારો ખ'ડ છે બાપલા!
અને પૂરું અ'ધેર છે ત'ત્ર
આઝાદી અમૃત પામેલા હિન્દે
કહો નથી શી વિપત્ય?
ત્યાં તો ના જાગ્યા નાથ! તમે મ્હારા,
(ને) દોડી આવ્યા આ દેશ!
નડ્યા એક 'ચાવલિયા' માટે
ખ'મ્યા રુક્મિણી વિજોગ!

સૂર ઢીંચાડી ધક્કેલી મેલ્યો
આફ્રિકી વણિકે આ પેર!
ધિક્! આફ્રિકા, ધિક્ વેપારી ને
ધિક્ આફ્રિકાનાં જન,
ભૂમિ ભારતને મૂકીને ભૂલ્યાં
સર્વસ્વ દેશાચાર!
દેશાચાર ભૂલ્યાં, સંસ્કૃતિ ભૂલ્યાં
ભૂલ્યાં નિજ ભગવાન.
જાંગલાં—ટોપલાં માથે મૂકીને,
પાટલુને ઘાલ્યા પગ.
શાપ મારો છે હિન્દવાસીને કે,
વધુ આવે ના, આ દેશ.
આવી ભૂલે નહિ ધરમ ધ્યાન ને
ન ભૂલે નિજ ભગવાન,
તે સારુ થઇ કમીશન ધારો
તત્કાળ અમલમાં આવશે.
હિન્દવાનોને ખાસ સદાય માટે
આફ્રિકા દ્વાર બંધ થાશે.
આફ્રિકા દ્વાર બંધ થાશે સહુને
હોય ના સુધર્યાં જો જન,
તો તો પછી બોલ્યું "ઉદ્ગુ" આવતાં
થાશે હવાલ જોવા જોગ!

નારદ:

હાં, હાં, હાં! પ્રભુજી! શાપ શા માટે?
છોરું કછોરુ થઇ જાય,
આપ તો જગપિતા આફ્રિકી છોરુના
શાને જુઓ છોકરમત્ય?

ખબર પૂછ્યા છે હિન્દી મહિલાઓ કેરા
સુખ શાતા છે આવાર,
કરી તપાસ ને લેજો સંભારી
હિન્દી સ્ત્રીઓના સંસાર.
પાન્ડુરંગા :–સંભાળ–બંભાળ છોડો નારદ હવે
તેડાવો હવાઇ જહાજ,
આજ ને આજ મારે ઊપડવું નક્કી
અન્નજળ ત્યાગ્યાં આ નગરીનાં જંન.
મોમ્બાસા મધ્યે ખબર લઇશું
હિન્દી મહિલા વૃંદ.

કડવુ–૮ મું

નારદજી કેરી પવન પાવડીએ
ચડ્યા નારદ–કિરતાર.
વેગે હંકારતા આવી પહોંચ્યા છે
મોમ્બાસા મોઝાર.
નગરચર્ચા જોવા નીકળિયા,
નારદ સહ ભગવાન.
સવારથી સાંજ લગી ભમીને
થાકી ગયા કિરતાર.
શેરીએ શેરીએ 'નેટીવ' વેશે
ભમી વળ્યા ભગવાન,

ખબર પૂછ્યા છે હિન્દી મહિલાઓ કેરા
સુખ શાતા છે આવાર,
કરી તપાસ ને લેજો સંભારી
હિન્દી સ્ત્રીઓના સંસાર.
પાન્ડુરંગા :–સંભાળ-બંભાળ છોડો નારદ હવે
તેડાવો હવાઇ જહાજ,
આજ ને આજ મારે ઊપડવું નક્કી
અન્નજળ ત્યાગ્યાં આ નગરીનાં જંન.
મોમ્બાસા મધ્યે ખબર લઇશું
હિન્દી મહિલા વૃંદ.

કડવું–૮ મું

નારદજી કેરી પવન પાવડીએ
ચઢયા નારદ–કિરતાર.
વેગે હંકારતા આવી પહોંચ્યા છે
મોમ્બાસા મોઝાર.
નગરચર્યા જોવા નીકળિયા,
નારદ સહ ભગવાન.
સવારથી સાંજ લગી ભમીને
થાકી ગયા કિરતા
શેરીએ શેરીએ 'નેટીવ' વેશે
ભમી વળ્યા ભગવા
તોય મળ્યું ના ઘર–નોકરનું
એકે ય જણને કા
કામ મળ્યું ના ભુખ ઘણેરી
લાગી છે પેટની

પણ "ઉગારી" કેરા છે સાંસા
બીજે ટકોકો થાય,
ઉપરા ઉપરી સાત દિવસના
થયા છે ઉપવાસ,
ધીરજ ખૂટી ધરણીધરની
નાંખે ઊંડેરા નિશ્વાસ.

નિશ્વાસ નાખી ક્રોધિત થઈને
વધા છે ભગવાન:
"બાર બાર દિવસનાં ઘરકામ કરજો
તમ હાથે મોમ્બાસાની નાર!
તે વિણ તમારો 'પાવર' ના ઊતરે
કહું છું કરીને નિરધાર.
કહું છું કરીને નિરધાર માવડીઓ!
થઈ ગઈ છે, આખેરા અંગ.
શરીરે ચડેલો કાટ ઉતારશે
કરાવી કરાવી ઘરકામ.
'બોય' તમારા હડતાલે જાશે
બાર બાર દિવસ માટ,
મુંબઈના ઓલ્યા ઘાટીયુંની જેમ
કાઢશે સરઘસ 'નેટીવ' જન.
મુંબઈની મહિલાઓ તો સાબદી માળી
થાશે તવ શા હવાલ?
ચાલો, નારદજી આ ભૂખડી ભૂમિથી
પહોંચીએ ભારત દેશ,
પહોંચીને પરથમ પંઢરપુર જઈને
આરોગશું સારી જ પેઠ.

આરોગી કરીને દઈશું સમાચાર
ભૂમિ અંધારી તણાય.
પછી રૂક્મિણીને છેલ્લે દઈશું
તાવડ મહિલાઓ તણા ય,

[મૂછમાં મલકતા નરદજી પવનપાવડી પર ભગવાનની સાથે બેસી 'નારાયણ' – 'નારાયણ' કહેતા વીણા વગાડી રહ્યા છે, પવનપાવડી વેગે ઊપડી ધીમેધીમે અદ્રશ્ય થાય છે.]

( ઇતિશ્રી હડતાલ કથા સમાપ્ત )

પંડિતરાવ રાવલ ( જિન્ઝા )

# સ્વદેશ ત્યાગ અને પ્રભુનું તેડું

ભારતમાં જન્મ લેવો એ એક સુભગ ઘટના ગણાય છે, ભારત તો દેવોની ભૂમિ, આધ્યાત્મિક પાન કરાવનારી અને જગતને શાંતિ અને અહિંસાનો પાઠ શીખવનારી ભૂમિ. એવી ભારત ભૂમિમાં પહેલાં ઘી-દૂધની નદીઓ વહેતી હતી, અને સોનાના તેમજ અનાજના ભંડાર ભરેલા રહેતા. એવી ભાગ્યશાળી અને પવિત્ર ભૂમિમાં મારો જન્મ થયો, પ્રાથમિક શિક્ષણ, માધ્યમિક શિક્ષણ અને થોડુંક ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી જીવનનિર્વાહનો એક ગહન કોયડો ઉપસ્થિત થયો. આજુબાજુ નજર કરી પણ ક્યાંય દુધ-ઘીની નદી તો દૂર રહી પણ છાશની ખાટી પણ ન દેખાઈ, સોના અને અનાજના ભરેલા ભંડારને બદલે ભારતને મેં ગરીબાઈમાં સડતો જોયો. જ્યાં બેકારી હોય, ભૂખ હોય, અને દરિદ્રતા હોય ત્યાં મનને શાંતિ ક્યાંથી સાંપડે ? મન પૈસાનું ઝાડ શોધતું હતું પણ એવું ઝાડ મને ભારતમાં ક્યાંય ન મળ્યું. એ ઝાડ યુગાન્ડામાં છે એવું સાંભળ્યું કે મન ઊછળ્યું અને માતૃભૂમિ છોડી હું એ પૈસાના ઝાડ માટે યુગાન્ડા આવ્યો.

પૈસાની લાલચ આજે કોને નથી ? બીજાને હોય કે ન હોય પણ ગરીબને પૈસાથી વહાલું શું ? ભૂખ્યાને અન્ન પ્યારું લાગે, તરસ્યાને જળ અમૃત સમાન લાગે તેમ ગરીબ એવા મને પૈસાની તાલાવેલી લાગી અને માતૃભૂમિને ત્યજી, જે મા પોતાના બાળને રહેવા ઘર ન આપી શકે, ખાવા ધાન ન આપી શકે અને જે મા એનાં સંતાનોને યોગ્ય એવાં કામ ન આપી શકે એવી મા (માતૃભૂમિ) કોને ગમે ? મને પણ ન ગમી અને હું મારી સગી માને ત્યજી

સાવકી માને (યુગાન્ડા) શરણે ગયો. સાવકી માની જાહોજલાલી અને વૈભવ જોઈ હું ચકિત થઇ ગયો અને સાવકી માને મારી સગી મા માની દિવસો પસાર કરવા લાગ્યો. સાવકી માનું હેત પણ સાવકું જ હોય પણ અહીં દરિદ્રતા અને બેકારી ન હતી. એટલે સાવકી માતા સૂકા પ્રેમમાં પણ મને જીવનની સાર્થકતા લાગી. આમ પૈસા માટે મેં સગી માને તરછોડી એથી સગાં માનું દિલ દુભાયું અને સગી માના કોપને કારણે હું જે મેળવવા આવ્યો તે મારાથી દૂર ને દૂર જ રહ્યું. યુગાન્ડામા પૈસાના મોટાં ઝાડ ઉપર મેં મહાલક્ષ્મીને જોયાં. મહાલક્ષ્મીને મેળવવા મેં કમર કસી અને હરખાતો હરખાતો હું ઝાડ ઉપર ચઢયો. પણ જેના કપાળમાં દ્વિવેલ લખ્યું હોય તે ઘી કેવી રીતે મેળવી શકે ? માંડ થોડું ચઢયો, ત્યાં તો ઝાડની બખોલમાંથી સાપ (રોગ) નીકળ્યો અને ડંખ્યો. એના તીવ્ર ડંખથી હું બેભાન બન્યો અને મને દવાખાનામાં દાખલ કરવામાં આવ્યો. રોગ અસાધ્ય છે એમ જ્યારે ડાક્તરે કહ્યું ત્યારે મારા હૃદયમાં જે મંથન થયું તે તે હું એક કાવ્ય દ્વારા વ્યક્ત કરું છું.

સાપે (રોગે) ડંખ દીધો ત્યારે મારી ઉંમર ૨૬ ની હતી. ભારતથી લક્ષ્મી મેળવવા હું યુગાન્ડામાં આવ્યો અને યુગાન્ડામાં જ્યારે મૃત્યુ નજીક છે. એવા સમાચાર સાંભળ્યા ત્યારે મને પસીનો થઇ ગયો, આંખે અંધારાં આવી ગયાં અને જે વિચારો ન કરવા જોઈએ તે વિચારો મારા મનમાં કૂદવા અને નાચવા લાગ્યા. જીવનમાં પૈસો પ્રાપ્ત કરવો હતો, ત્યારબાદ લગ્નજીવનનો લહાવો લેવાની લગની જેમ બીજાને હોય તેમ મને પણ હતી [illegible] રૂપાળી, સંસ્કારી અને 'ભણેલ છોકરી જોઈ'

યમદૂત તૈયાર થવાની સૂચના આપતા હતા પણ મારે તો જીવવું હતું, પૈસા મેળવવા હતા, લગ્ન કરવાં હતાં, અને બીજા ઘણા કોડો પૂરા કરવા હતા એટલે મરવાનું કોને ગમે? ગમે કે ન ગમે પણ મૃત્યુનો હુકમ પાછો ફરતો નથી. એટલે વીલે મોંએ અને કચવાતે હૈયે એ હુકમ સ્વીકાર્યે જ છૂટકો એમ જાણતો હોવા છતાં અને મૃત્યુ ટાણે ગીતા વાંચવી અથવા સાંભળવી જોઈએ, એવું સમજતો હોવા છતાં પણ મને ગીતા યાદ ન આવી કે ન આવ્યો યાદ ગીતાનો ગાનાર? મારું ચિત્ત તો મહાલક્ષ્મીમાં હતું અને મૃત્યુની પૂર્વ તૈયારી ટાણે મને લગ્નનાં ગીતો સંભળાતાં હતાં, લગ્નની કંકોત્રી દેખાતી હતી. અને નવવધૂનો ઘુંઘટમાં ઢંકાયેલો સુમધુર ચહેરો દેખાતો હતો. એક બાજુ યમદૂતના ભયંકર અને કાનના પડદાને તોડી નાખે એવાં ઢોલ વાગતાં હતાં. તો બીજી બાજુ મને લગ્નનાં બેન્ડવાજાં અને કન્યા પધરાવો સાવધાન એવી બ્રાહ્મણની મીઠી અને મનને ગમે એવી વાણી સંભળાતી હતી. જો કે ત્યારબાદ તો પ્રભુકૃપાથી હું જીવી ગયો. પણ તે ટાણે મૃત્યુ અને જીવનની આકાંક્ષાઓ વચ્ચે જે વિગ્રહ થયો હતો તે મેં કાવ્ય દ્વારા નીચે પ્રમાણે સંગ્રહી રાખ્યો હતો.

## પ્રભુનું તેડું

(રાગ : ભોમિયા વિના મારે ભમવા’તા ડુંગરા)

આનંદ સાથે મારે ફરવ’તી વાડલી,
વાડીના વડલા જોવા હતા;
જોવી’તી કૂંપળો ને જોવી’તી ડાળલી,
વાડીના વેલડા ગણવા હતા : આનંદ સાથે ૧
પહાડી પંખીનાં પીળાં રંગીલાં રૂપડાં,
હલતી આંખે મારે જોવાં હતાં;

એના મધુ નાદે મારે હરવાંનાં દુખડાં,
અંતરનાં સુખડાં ગાવાં હતાં : આનંદ સાથે ૨

પ્રભુનું તેડું મને કડવું એસડિયું,
તનની મીઠાશને મારી રહ્યું:
જોવું'તું વાડલું ને જોવું'તું વડિયું,
આજે એ સુખ બધુ ભૂલવું રહ્યું : આનંદ સાથે ૩

હૈયું ન માને આ વાડીને છોડવા,
ધપકે સુવાસ ફૂલ મીઠી ખાવા:
અંતરની ઉભ એના મધુએ જોડવા,
લપકે એ લાલચ પાસે જાવા : આનંદ સાથે ૪

મીઠા પૂડાની મીઠી મીઠી સુવાસો,
ચાખી ના લેશ આ ભૂખ્યાં તને,
લીધો ના શીળો મેં કીધો ના વાસો,
જોયું ના સુખ મારાં બળતાં મને : આનંદ સાથે. ૫

હીરાભાઇ ભાણાભાઈ પટેલ. (જીંજા)

# સંગીતપ્રણેતા ગાયનાચાર્યો

સૌરાષ્ટ્રમાં સ્વ. પંડિત શ્રી આદિત્યરામજી થઈ ગયાને લગભગ ૮૦ વર્ષ વીતી ગયાં છતાં પણ સાહિત્યની દૃષ્ટિએ અને ખાસ કરીને સાહિત્ય પરિષદ જેવા ઉત્સવોમાં યુગાન્ડામા જિન્જાની ગુજરાતી સાહિત્ય સભાના ઉપક્રમે ભરાતી પરિષદમાં સંગીતની દૃષ્ટિએ સ્વ. પંડિતજીને તેમના જીવનવૃત્તાંતથી યાદ કરીએ તો અસ્થાને નહી જ ગણાય. તેઓશ્રીએ સમગ્ર સૌરાષ્ટ્રમાં મૃતઃપ્રાય થયેલી સગીત કલાને પોતાના બહોળા શિષ્ય સમુદાય દ્વારા પ્રચારમાં લાવી પુનર્જીવન આપવામાં આવેલ અને તેમના આ કાર્યથી સંગીતજગતમાં અમર થઈ ગયા.

પંડિતજીના પિતાશ્રી વૈકુંઠરાયે સંસ્કૃત ભાષાનુ સારું અધ્યયન કરેલું. તેમનો અવાજ સુરીલો હોવાથી સંગીતનું જ્ઞાન પ્રાપ્ત કરી કીર્તનકાર તરીકે પોતાની પ્રસિદ્ધિ થઈ હતી તેમણે સંસ્કૃત ભાષામાં ઘણાં કાવ્યો બનાવેલાં જ જૂનાગઢના નવાબ સાહેબની તેઓ ઉપર ઘણી કૃપા હતી નવાબસાહેબના આગ્રહથી તેઓએ પોતાનુ નિવાસસ્થાન જામજોધપુર છોડીને જૂનાગઢમાં રાખેલ હતું સ્વ. પંડિતજી આદિત્યરામજી નાનપણથી ઘણા જ ચાલાક અને હોશિયાર હતા. તેમના પિતાજી જે કંઈ ગાતા તેની તેઓ પોતાના ગળાથી જેમની તેમ નકલ કરી ગાઈ બતાવતા. તેમનો અવાજ ઘણો જ સુરીલો હતો. સાદાં ગીતો, સારેગમ પદ્ધતિ વગેરેનું પ્રાથમિક જ્ઞાન પંડિતજીએ તેમના પિતાજી પાસેથી જ ગ્રહણ કરેલું. એક વખત નવાબ સાહેબના ખજાનચી પંડિતજીના પિતાશ્રીને મળવા આવ્યા તે વખતે પંડિતજી પોતાની બચપણની ધૂનમાં સંસ્કૃત ભાષાની કવિતા ગાઈ રહ્યા હતા. પંડિતજીનો સુમધુર અવાજ અને ગાવાની શૈલી ઉપર

ખાંનચી મુગ્ધ બની ગયા અને પ્યારથી પંડિતજીને તેડીને પોતાની ગોદમાં બેસાડી પ્રેમથી પૂછ્યું : 'અદુભાઈ! હું તમોને નવાબ સાહેબ પાસે તેડી જાઉં તો ત્યાં તમે અત્યારે જે રીતે ગાઈ રહ્યા છો, તે મુજબ નવાબ સામે ગાઈ શકશો?' પંડિતજીએ પ્રત્યુત્તર આપ્યો કે 'જરૂર! નવાબ સાહેબ પાસે કોઈપણ જાતના ક્ષોભ વિના હું ગાઈશ'

એક દિવસ દરબારમાં નવાબના ફરમાન મુજબ સંગીતની મહેફિલ જામી હતી. રાજ્યના અગ્રગણ્ય કર્મચારીઓ તેમજ ખાંનચી પણ મહેફિલમાં હાજર હતા. વખત મળતાં ખાંનચીએ નવાબને વિનંતી કરી કે આપણા જૂનાગઢમાં એક નાનો છોકરો ઘણું જ સરસ ગાય છે, અને આપ હજૂરને સાંભળવા યોગ્ય છે. નવાબે તુરત જ બાળક આદિત્યરામજીને બોલાવ્યા અને પંડિતજી પહેલવહેલાં જ નવાબના દરબારમાં હાજર થયા. તે વખતે જૂનાગઢના દરબારમાં રાજ્યગાયક ઉસ્તાદ નન્નુમિયાંનું ગાયન થઈ રહ્યું હતું. તેમના ગાયન બાદ નવાબના ફરમાનથી પંડિતજીએ કેદાર રાગની સારેગમ તથા એક ચીજ (શાસ્ત્રીય ગાન) ગાઈ સંભળાવી. સ્વરતાલયુક્ત મધુર ગાયનથી નવાબ તથા અન્ય દરબારીઓ ઘણા જ ખુશી થયા. નવાબે પંડિતજીને પૂછ્યું કે 'તમે સંગીત ક્યાં શીખો છો?' પંડિતજીએ અદબથી નમ્રતાપૂર્વક જવાબ આપ્યો કે, 'હજૂર, મારા પિતાજી મને સંગીત અને સંસ્કૃત શીખવાડે છે.'

પંડિતજીને ફક્ત સાત જ વર્ષની ઉંમરે તેમની બોલવાની છટાથી નવાબ ખુશ ખુશ થઇ ગયા. તે વખતે ખાંનચીએ પંડિતજીનો નવાબને પરિચય આપ્યો નવાબે પ્રસન્ન થઈને પંડિતજીની સંગીત શિક્ષણ માટેની જવાબદારી ઉસ્તાદ નન્નુમિયાંને સોંપી. ઉસ્તાદ નન્નુખાં લખનૌના રહેવાસી હતા. તેઓ ઘણા જ સારા અને શ્રેષ્ઠ ગાયક હતા તેથી પંડિતજીને દિનપ્રતિદિન સંગીતની ઉમદા ચીજો બતાવતા

અભ્યાસ વધતો ગયો અને સતત સાત વર્ષ સુધી પંડિતજીએ ઉસ્તાદ નન્તુખાં પાસેથી સંગીતની તાલીમ લીધી અને સંગીતના પ્રખર વિદ્વાન તરીકે બહાર આવ્યા.

જૂનાગઢના નવાબ બહાદુરખાનજીનો પંડિતજી ઉપર ઘણો જ પ્રેમ હતો. પંડિતજીની ગાવાની તૈયારી જોઈને નવાબ ઘણા જ મગરૂર થતા હતા. જૂનાગઢ રાજ્યના એક ગૃહસ્થ વિદ્વાનને શોભે તેવું નવાબે પંડિતજીનું સન્માન કર્યું, અને નવાબ પાસે પંડિતજીને રહેવાનું થયું. તે વખતમાં બહારથી ઘણા કલાકારો આવતા અને દરેકનું પંડિતજી જૂનાગઢમાં સન્માન કરાવતા અને પોતે પણ કરતા એવી રીતે નવા નવા પરિચયો થતાં પંડિતજી નમ્ર અને મિલનસાર સ્વભાવથી નવા નવા ઢંગની ગાયકીથી પરિચિત થયા અને તેમનું સંગીતનું જ્ઞાન ઘણું જ વધી ગયું.

એક દિવસ પંડિતજી પોતાના ઘરમાં ગાવાની રિયાઝ કરી રહ્યા હતા તે વખતે કોઈ અજાણ્યા સાધુ મહારાજે ઘરમાં પ્રવેશ કર્યો અને, જ્યાં રિયાઝ થઈ રહી હતી ત્યાં આવી તેમની સાથે મૃદંગની સંગત કરી રહેલા ભાઈના પાસે પંડિતજીની સાથે મૃદંગ વગાડવાની ઇચ્છા પ્રદર્શિત કરી. સાધુએ તેમની સાથે મૃદંગની સંગત કરી આવેલ મહાત્માના મૃદંગ બજાવવાની અપૂર્વ તૈયારી જોઈ પંડિતજીએ સાધુ મહાત્માના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું અને પોતાને ઘેર થોડા દિવસ રહેવાની નમ્ર વિનંતી કરી. ઈશ્વરકૃપાએ મહાત્માએ તેમની તે પ્રાર્થના સ્વીકારી અને પંડિતજીનું હૃદય આનંદથી ભરાઈ ગયું. દેવપૂજા અને સંસ્કૃતનું અધ્યયન કરતા વિદ્યાર્થીઓથી ઘરનું વાતાવરણ ઘણું જ સાત્વિક હોવાથી આવેલ મહાત્માને પંડિતજી સાથે રહેવાનું ગમી ગયું. મહાત્મા તેમના સાથે ૭ માસ સુધી રહ્યા અને તેમના સહચારથી પંડિતજીને મૃદંગવાદનની અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત થઈ.

સંગીતજ્ઞ થઈ ગયા છે. પોરબંદરવાળા ગોસ્વામીજી શ્રી ઘનશ્યામલાલજી મહારાજ હારમોનીઅમ ઉપર ઘણો જ અજબ કાબૂ ધરાવતા અને સારા સારા ઉસ્તાદોને બોલાવી તેમના સાથે પોતે હારમોનિયમ બજાવતા અને આનંદથી પ્રેરાઇને તેમને પર્સ-ભેટ સોગાદ આપતા. અત્યારે પણ ગોસ્વામીજી શ્રી દ્વારકેશલાલજી મહારાજ હારમોનીઅમ ઉપર અજબ કાબૂ ધરાવે છે. બે વર્ષ પહેલાં જ બૃહદ્ ગુજરાત સંગીત પરિષદમાં મને ડેલીગેટ તરીકેનું નિમંત્રણ મળતા અમદાવાદના ટાઉન હોલમાં મેં તેમને સાંભળ્યા હતા. તેમનું હારમોનીઅમ બહુ જ સુરીલું છે અને બહુ જ મનોરંજન આપે છે તેમની બજાવવાની શક્તિ અગાધ છે અને અમે આખા સૌરાષ્ટ્ર તથા ગુજરાતના ડેલીગેટો તેમના પ્રમુખપણા નીચે પરિષદના લેવાએલા ફોટોગ્રાફમાં પણ છીએ જે ગાંધર્વ મહાવિદ્યાલય અમદાવાદના નેતૃત્વ નીચે ત્રણ દિવસનો પરિષદનો કાર્યક્રમ ઊજવવામાં આવેલ હતો ત્યારે ઘણાંએ સંગીતકારોનો અલભ્ય લાભ મને મળેલો જેમાં ઉસ્તાદ અલીઅકબરખાન પંડિત રવિશંકર સિતાર તથા સરોદની જુગલ બંદી વગેરે તેમજ તબલા ઉસ્તાદ અલ્લારખાં, પંડિત રામપ્રસાદ મિશ્રા, ઉસ્તાદ અહમદજાન તિરકવા પણ હતા. તેઓ દરેક તબલાવાદન બજાવતા અને મોઢેથી બોલ બોલીને વગાડી બતાવતા. તેમાં લય બદલ થતાં દ્રુત લયમાં જ્યારે આજ ચાલન બજાવે છે ત્યારે આપણે મુગ્ધ બની જઇએ છીએ.

તેવી જ રીતે સ્વર્ગસ્થ પંડિતજી વિષ્ણુ દિગંબરજીનું સંગીત વિદ્યાદાનનું પ્રથમ કેન્દ્ર લાહોરમાં હતું. તેમના શિષ્યો ઘણા ખરા સંગીતના પ્રોફેસરો જ છે. તેમણે વિદ્યાલયની સ્થાપના કરી હતી. પ્રોફેસર નારાયણરાવ વ્યાસ પંડિતજીનું ખાસ પ્રિય 'સાધો મનકા માન ત્યાગો' અડાણા રાગમાં બહુ જ જમાવટથી ગાય છે. તેમની

સંગીતજ્ઞ થઈ ગયા છે. પોરબંદરવાળા ગોસ્વામીજી શ્રી ઘનશ્યામલાલજી મહારાજ હારમોનીઅમ ઉપર ઘણો જ અજબ કાબૂ ધરાવતા અને સારા સારા ઉસ્તાદોને બોલાવી તેમના સાથે પોતે હારમોનિયમ બજાવતો અને આનંદથી પ્રેરાઇને તેમને પર્સ-ભેટ સોગાદ આપતા. અત્યારે પણ ગોસ્વામીજી શ્રી દ્વારકેશલાલજી મહારાજ હારમોનીઅમ ઉપર અજબ કાબૂ ધરાવે છે. એ વર્ષ પહેલાં જ બૃહદ્‌ ગુજરાત સંગીત પરિષદમાં મને ડેલીગેટ તરીકેનું નિમંત્રણ મળતાં અમદાવાદના ટાઉન હોલમાં મેં તેમને સાંભળ્યા હતા. તેમનું હારમોનીઅમ બહુ જ સુરીલું છે અને બહુ જ મનોરંજન આપે છે. તેમની બજાવવાની શકિત અગાધ છે અને અમે આખા સૌરાષ્ટ્ર તથા ગુજરાતના ડેલીગેટો તેમના પ્રમુખપણા નીચે પરિષદના લેવાએલા ફોટોગ્રાફમાં પણ છીએ જે ગાંધર્વ મહાવિદ્યાલય અમદાવાદના નેતૃત્વ નીચે ત્રણ દિવસનો પરિષદનો કાર્યક્રમ ઊજવવામાં આવેલ હતો ત્યારે ઘણાંએ સંગીતકારોનો અલભ્ય લાભ મળેલો જેમાં ઉસ્તાદ અલીઅકબરખાન પંડિત રવિશંકર સિતાર તથા સરોદની જુગલ બંદી વગેરે તેમજ તબલા ઉસ્તાદ અલ્લારખાં, પંડિત શામપ્રસાદ મિશ્રા, ઉસ્તાદ અહમદજાન તિરકવા પણ હતા. તેઓ દરેક તબલાવાદન બજાવતા અને મોઢેથી બોલ બોલીને વગાડી બતાવતા. તેમાં લય બદલ થતાં દ્રુત લયમાં જ્યારે બાજ ચાલન બજાવે છે ત્યારે આપણે મુગ્ધ બની જઇએ છીએ.

તેવી જ રીતે સ્વર્ગસ્થ પંડિતજી વિષ્ણુ દિગંબરજીનું સંગીત વિદ્યાદાનનું પ્રથમ કેન્દ્ર લાહોરમાં હતું. તેમના શિષ્યો ઘણા ખરા સંગીતના પ્રોફેસરો જ છે તેમણે વિદ્યાલયની સ્થાપના કરી હતી. પ્રોફેસર નારાયણરાવ વ્યાસ પંડિતજીનું ખાસ પ્રિય 'સાધો મનકા માન ત્યાગો' અડાણા રાગમાં બહુ જ જમાવટથી ગાય છે. તેમની રેકોર્ડ પણ છે. આ એક ચીજની રિયાઝ મનાય છે.

પંડિત વિષ્ણુ દિગંબરજી જે જે ચીજો (ગાયન) શીખડાવતા તેની (નિટેશન) સ્વરલિપિ પણ છપાવીને પ્રસિદ્ધ કરતા. ૧૯૦૮માં મીરજના રાજવીના પ્રયત્નથી અને સ્વ. શેઠ નરોત્તમદાસ મોરારજી ગોકુળદાસની સહાય અને સહકારથી પંડિતજીએ મુંબઈમાં પણ સંગીત વિદ્યાલયની સ્થાપના કરી હતી. આ સંગીત મહવિદ્યાલય ઘણી જ શાનદાર રીતે પ્રગતિને પંથે આગેકૂચ કરી રહ્યું હતું તેથી શિષ્ય-સંખ્યા વધતી ચાલી. પંડિતજી ઘણાને પોતાને ત્યાં રાખતા અને તેમનું તમામ ખર્ચ પણ વેઠી લેતા. અભ્યાસ ઉપરાંત ખાવાપીવાનો પહેરવા પાથરવાનો–ઓઢવાનો તમામ ખર્ચ તેમને શિરે લઈ લેતા, આવી ભારે જવાબદારી અને બોજો કયાં સુધી વહી જશે. ખર્ચ કરી શકાશે તેની ચિંતા કર્યા સિવાય અખંડ શ્રદ્ધા અને અચળ ભક્તિથી 'મારો રામ છે ને' એમ કહીને સંગીતની સેવા કરતા અનેક સંગીતજ્ઞો એમના મહાવિદ્યાલયની મુલાકાત લેવા આવતા. સ્વ. ભાસ્કરબુવા બખલે, સ્વ. અલાદિયાખાં, પોતાના ગુરુ સ્વ. બાળકૃષ્ણ બુવા, ઇચલકરંજીકર, સ્વ. નથ્થનખાંના પુત્રો સ્વ. અબદુલ્લાખાં અને સ્વ. મહમદખાં વગેરેએ એમના સંગીત મહાવિદ્યાલયને પોતાના સુરસંગીતથી ગુંજવી દીધેલું. ત્યાં કોઇપણ જાતિ ભેદભાવ માનવામાં આવતો નહીં. મુસલમાન ગવૈયાઓ પણ બ્રાહ્મણોને બુલાવે તેવા સંસ્કૃત શ્લોકોનું આલાપથી ગાન કરતા. સ્વ. અબ્દુલ કરીમખાં પણ ત્યાં પધારેલા. તેમ જ પ્રસિદ્ધ ગાયક વિલાયત હુસેનને પણ મહેમાન તરીકે મેળવવાનો અવસર મળેલો અને ત્યાં તેમનું ગાયન થએલું. આવા મહાન વિદ્યાલયોને પોષવા માટે ધનાઢયોની મદદની જરૂર હંમેશાં સહાયરૂપ બને છે.

અંતમાં આપની આ સાહિત્ય પરિષદને સફળતા વાંચ્છુ છું. અને હિંદથી બોલાવેલ સાહિત્યકારોને મારા હાર્દિક અભિનંદન પાઠવું છું.

હરિવલ્લભ આચાર્ય

# સંતો ધન મોહ ત્યાગે,

(પૂજ્ય ગાંધી બાપુ ઉપર સર્જાતા મહાકાવ્યમાંથી)

ઉપજાતિ–અનુષ્ટુપ

"બાપુ તમે એક મહા મહર્ષિ
છો પુણ્યશાળી પ્રભુ સર્વદર્શી,
તો માનવીની કઈ ઇષ્ટ રીતિ
જેથી થશે ઉન્નત આત્મપ્રાપ્તિ."

સત્યના સાધકોએ શો સંસારે ધર્મ સાધવો ?
આત્માર્થીએ કયો એવો શ્રદ્ધાનો તાર સાંધવો ?

"જે સત્યનો શોધક છે પિપાસુ,
"વિશ્વાસુ છે વિશ્વનિમંત્રણોમાં,
"જે આત્માનો સાધક છે હિતેષુ
"ના મોહ રાખે ધન મિલ્કતોમાં.

પ્રભુપ્રીત્યર્થી દેવાત્મા સંગ્રહે ધન ધાન્ય ના.
આત્મન્યેવાત્મનિ તુષ્ટ એવાં છે બ્રહ્મ જ્ઞાન આ.

ના સંગ્રહે છે પશુ પંખીડાં આ
લોભી બનીને ધન ધાન્ય પાણી
નિસર્ગપે નિર્ભર એ રહેતાં,
ના લાલસુ વૃત્તિ કદીય જાણી.

જીવાત્મા સર્વ શ્રદ્ધાથી વિના સંચય સૌ જીવે,
માનવી તો પછી શાને જિંદગી લોભમાં ખુએ ?

રાખો પ્રભુમાં સહુ પૂર્ણ શ્રદ્ધા
કે કાલનું કામ પ્રભુ કરે છે,
કાલે જરૂરી જલ, વાયુ રોટી,
તે સર્વનું સર્જન એ કરે છે.

કાલની કાંઇ ચિંતાઓ જ્ઞાની ના કરતો કદી,
બજાવે સર્વ કર્તવ્યો આજ સામે ઊભા, હસી.

સત્કાર્યમાં માનવ સર્વ આજે
પ્રવૃત્ત જો થાય બધા સમાજે,
શ્રદ્ધા પૂરી સર્જકમાં વિરાજે.
તો ના રહે વ્યાધિ જ કાલ કાજે.

એવા સંતો મહંતોને વ્યોમની છત્રછાય છે.
ધરા-શય્યા ચ ભક્તિનાં સ્વાદુ ભોજન થાય છે.

શ્રી. ડાહ્યાભાઇ પટેલ
કંપાલા

# વિદેશો પરાયા વતન પણ બને છે

(ગઝલ)

વિદેશો પરાયા વતન પણ બને છે,
ને વેરાન વગડા ચમન પણ બને છે.
કે ગંગા કિનારામાં વાગેલ વેણુ;
કદી નીલ કાંઠાની બંસી બને છે.

×

સુહાગણના સોહાગનું એક કંકણ
કદી એના જીવનનું સાધન બને છે.
અહીં રૂપવર્ષાથી ભીંજેલ કલીઓ,
બહારે એ હૈયાથી ચૂમેલ કલીઓ,
સમીરોના પાલવથી પોષેલ કલીઓ,
કદી પાનખરનું શયન પણ બને છે.

×

કદી યોગ મુક્તિનું બંધન બને છે,
અને ભોગ જાગીને મુક્તિ બને છે;
ને પાપીના દોષોની માલાને જડમાં,
કદી દોષદૃષ્ટિ પતન પણ બને છે.
જવાંમર્દ જહેમતનું પ્રસ્વેદબિંદુ,
ઢળકતાં ઢળકતાં રતન પણ બને છે.

મને ના કહો એ સમીરોની માયા,
કે માનવના મનની એ રોગી અવસ્થા.

જે અંતરમાં ધનની લગાતાર લાલચ
એ અંતર સુખોની કબર પણ બને છે.

આ મહેલાત ખડકી જશો ક્યાં કહો તો!
કે એમાં ભૂતોનું સદન પણ બને છે.

અહીં બાદશાહોના જાયા જુઓ તો,
ભિખારીની પેઢી તપાસી જુઓ તો;
અહીં બે ઘડીનો વિસામો મુસાફર,
અહીં બોજ હલકો જ બહેતર બને છે.

અને રૂપરાણી આ શમણાંનો મંદ કાં?
ઘડીભરની લાલીનો ઉન્માદ મત્ત કાં?
હવાની લહર એમાં મહેલાત ચણું માં,
તરંગો છે એનું શમન પણ બને છે.

×

જમાનાથી પરવશ બિયાબાન ધરતી,
આઝાદ માલીનું ગુલશન બને છે.

અહીં નીલ ગંગાને મીઠાં સરોવર,
ગિરિરાજ ગરવા ને નિર્બંધ વનચર
અહીં પાંચ ખંડોના માનવનો મેળો,
જુદાઈ તજી હમવતન પણ બને છે.

ને દાદાઓ સૂતા અહીં સોડ તાણી.
કે યાદોથી બીનું અમારું વતન છે.

ગગનમાં અહીં કેંક બાંગો પૂકારી,
ભૂમિ પર અહીં આરતીઓ ઉતારી,

ને ગોકુલ અમારું અહીં નીલકંઠે,
આ ધરતી કદી કો તપોવન બને છે.

કહો ના અમારું વતન તો નથી આ,
ભલે પાક ભારત કે લંક નથી આ,
ભલે એની છાતીનાં કાળાં રતન છે,
પરાઈ નથી આ જનેતા વતન છે.

વિદેશો પરાયા વતન પણ બને છે,
ને વેરાન વગડા ચમન પણ બને છે.

હારુન આહમદ

## તું હૈયે મારે

(અંજની ગીત)

શોધ્યું જંગલ પહાડે પહાડે,
ખોળું નિર્જન નદીને આરે,
ઢુંઢું વન-ઉપવન ઝાડે ઝાડે
ત્યાં તું ના ભાસે,

જીવન સુધી દિલ મુંઝાવે,
જગની પોલી કીર્તિ ના ભાવે,
થાક ચડે જીવન પંથ જ્યારે
ક્યાં તું ના ભાસે.

થાકી બેઠો પથની ધારે
ટપક્યું અશ્રુ ગાલે જ્યારે,
જોયો તુજને બિંદુમાં, કે
તું હૈયે મારે.

ચન્દ્રકાન્ત કરુણાશંકર ભટ્ટ

# સ્વ. કવિવર નાનાલાલને શ્રદ્ધાંજલી

(ઝુલણાં)

આજ આકાશંમાં ચંદ્ર દિસે નહિં
અવનિમાં ઘોર અન્ધકાર વ્યાપે,
ગાઢ તિમિરમાં પન્થ ભૂલ્યા અમે
હૃદય નિરાશ થઇ કષ્ટ આપે. (૧)*

જિંદગીની બધી ધન્યતા વહી જતી
બ્રહ્મનાં નીર જગમાં સુકાયો,
પ્રેમભક્તિતણા વિરહદાવાનળે
આત્મઆનન્દ સર્વે પ્રજાળ્યાં. (૨)

કવિતણી બંસરી દિવ્ય સૂર ગુંજતી
મંત્ર ત્રિકાળના ભવ્ય ગાતી,
રાસસંગીતથી ઊર્મિગીતનાદથી
ગૂર્જરી વાણીને તૃપ્તિ થાતી. (૩)

સ્નેહના લગ્નના બ્રહ્મચારીતણા
આત્મના લગ્નનાં ગીત ગાયાં,
ગૂર્જરી વાણીમાં છંદ ડોલનભર્યા
શોધીને સૂર રસના વહાવ્યા. (૪)

અમર મહાકાવ્યની વીરરસ વાણીથી
સત્યના ધર્મની ધૂન જગવી,
રાધિકાપતિ જૂની આર્યસંસ્કૃતિ તણી
જ્યોત તે વિશ્વમાં ઝગમગાવી. (૫)*

દેશદાઝે મીઠા વૈભવો છોડીઆ
ત્યાગના મંત્ર તે ભવ્ય કીધા.
સુત દલપત્તના વિશ્વઇતિહાસમાં
દેશભક્તિતણા પાઠ દીધા. (૬)

અહલ ને ધન્ય તવ આયુનાં ઉત્સવો
ગુણીલા ગૂર્જરો માણી લેતા,
રંક ને રાય સહુ કાવ્યના રસિક બહુ
ભાવની અંજલિ અર્પી દેતા. (૭)*

બૃહદ ગુજરાતના ખ્યાતવિખ્યાત સહુ
લેખકો જઈ મળ્યા જ્ઞાનક્ષેત્રે,
કાવ્યમંન્થન કરી તાજ તવ શિર ધરી
અર્ઘ્ય દીધા તને નમ્રચિત્તે. (૮)*

ગૂર્જરી નાથના રાજ્યદરબારમાં
વકીલ ગુજરાતીના તાત ગાન્યા,*
ગૂર્જરી માતાના કાવ્યદરબારમાં
રાજરાજેન્દ્ર થઈ આપ રાજ્યા. (૯)

એક સૈકો અને બાર વર્ષોતણી
આપના કુળની કાવ્યસેવા,
થઈ નથી નહિ થશે પૃથ્વીના પડ વિશે
આવી કો કુળની દેશસેવા. (૧૦)

દિવ્યકુળ આતમા હે રસાત્મા વિરલ
વિશ્વમાં કાવ્ય તારાં અમર છે,
જગતના શ્રેષ્ઠ સાહિત્યકારો મહીં
ધ્રુવ સમસ્થાન તારું અચળ છે. (૧૧)

જગતમાયા વિશે સત્ય છે શ્રીહરિ
વિરહ છે પ્રકૃતિ દેહીઓની,
હરિધ્વજાધારી એ। યાત્રી જયપન્થના
સુભગ આશિષ હજો દેવીઓની. (૧૨)

---

(૧) * શ્રી મણિશંકર રત્નજી ભટ્ટે (કાન્તે) શ્રી નાનાલાલ માટે કહ્યું હતું,

(૫) *આ કડીમાં "કુરુક્ષેત્ર" અને "હરિસંહિતા"નો ઉલ્લેખ કર્યો છે. હરિસંહિતાની પ્રકાશનવિધિ પંડિત જવાહરલાલ નહેરુએ કરી હતી.

(૭)*શ્રી નાનાલાલના સુવર્ણ મહોત્સવ અને મણિમહોત્સવ ગુજરાતમાં ઉજવાયા હતા.

(૮)*ગુજરાતી લેખક–મિલને શ્રી નાનાલાલને ગુજરાતના છેલ્લા સો વર્ષના સૌથી મહાન કવિ તરીકે ચૂંટી કાઢયા હતા.

(૯) * કવીશ્વર દલપતરામ અને ખંડેરાવ ગાયકવાડના મિલનનો ઉલ્લેખ છે.

દાખે દલપતરામ ખુદાવંદ ખંડેરાવ
ગુજરાતી મહારાણી વાણીનો વકીલ છું."

જયન્ત ના. કવિ

## પાનખરે વસંત !

નીરવ સૃષ્ટિને કોણે ભરી કલશોરે ?
વસંત જગાડી કોણે પાનખરે ?

કોણે છેડી માનવીણાને ઝંકૃત નૂતન રાગે
ક્યાંથી આ ઝણકાર સુણાયે જીવનના ધબકારે...વસંત જગાડી

કોના આ મૃદુ સ્પર્શે જાગે રોમ રોમ ઉલ્લાસ
કોના ઇશારે નાચે થૈ થૈ ઉર સુતા અભિલાષ...વસંત જગાડી...

ક્યાંથી આ ચેતન સરવાણી આજ અચાનક પ્રગટે
અંતરના મૂંગા શબ્દોને છંદ અનેરા લાધે ...વસંત જગાડી...

## સ્પર્શે સદા !

(વસંતતિલકા)

ના રૂપની લગીર છે મુજને અભીપ્સા
ના ગૌર રંગ થકી પામતું ઉર શાતા,
હું મુગ્ધ, ન્યામી મૃદુ સુંદર કોઈક હૈયું
સ્પર્શે સદા સરળ અંતરની શુચિતા !

## તીતીઘોડાનું ગીત !

અચાનક
મધ્ય રાત્રિએ ભિડી નીંદર. . . .
સુણીને

ઝમઝમાઝમ્ સમ્સમાસમ્
 ટક્ટકારક્ ખટ્ખટાખટ્
ધીરે ઊઠી
પગલે દબાતે,
 જઇ ઊભી બારીની પાસ
 ખેસવી પડદો જરી—
જોયું—
 અહો !
જામી તીતીઘોડાતણી મહેફિલ
 બારીની બહાર !
તડતડાતડ્ કીં'કતા'તા
 કાચ પર
પોતે જ પોતાને
 ને કોણુ જાણે, કઈ ખુશીમાં
ઝીણું ઝીણું
તીણું તીણું
 ગીત રેલવી રહ્યા 'તા (ખુદકશીનું !)
ઝમઝમાઝમ્ સમ્સમાસમ્
ટક્ટકારક્ ખટ્ખટાખટ્ !
 પરવા નહોતી
 કાલ જોવાની નથી.
ચકચૂર મસ્તીમાં હતા
 પોતે જ પોતાની પરે
 બસ ખુશ હતા !
ઝમઝમાઝમ્ સમ્સમાસમ્ !
 ભંગુર છોને જિંદગી
 પણ માણવી

ને જીવવી
જિંદાદીલીથી, મસ્તીથી
એટલી એ ક્યાં ખુમારી
માનવી પાસે ?
ગુંજન અવિરત
બ્હારથી આવી રહ્યું
ને નીંદને ચોરી ગયું !
ઝમ્ઝમાઝમ્ સમ્સમાસમ્
ટક્ટકાટક્ ખટ્ખટાખટ્ !

એકલ જાગે !
પોપચાં બિડાય તોયે હૈયું જાગે !
એકલ જાગે !
નીરવ એકાંતે ઝંખાને આરે !
એકલ જાગે !
સ્મરણોમાં બ્હાવરું બનીને ઉભરાટે
શમણાના ઘેરા ઘેરા અંચળાની ઓથે
કોની અજાણી યાદે ઝૂરે
ઝંખાને આરે !...એકલ જાગે...
વેદનાના મૂંગા મૂંગા અજંપે રોળે
ધબકતા ધબકારે અધીરપ ઘોળે
કેવા તલસાટમાં અમૂંઝણે
ઝંખાને આરે !...એકલ જાગે...

ગઈ કાલે
કુંકુમ વૃક્ષ પરની
લાંબી પાતળી સળીઓ પર

(મંદાક્રાંતા) ઓહો ! તારાં સુખદ સ્મરણો સ્નેહ સીંચેલ તેં જે,
હું શાં ભૂલું ! યદપિ મથતો યત્નથી ભૂલવા એ:
જો, જો, તું જો, પ્રિય ! ઉર વિષે શાદીઓ જે ભરેલી,
ઊંડી કેવી હૃદય પટમાં છે છબી કોતરેલી !

જાણે દાબી અકળ કળાથી કાબૂમાંહે કમાન,
યત્નોથી એ અજબ ઊછળે, વ્યર્થ સૌએ દબાણ,
ભૂલી જાવા સતત મથતો તોય ભૂલી શકું ના,
અંતે તારા અવગુણ ગણું—દૂષણો ભૂલવા ત્યાં.

જોતો' તો હું સુઘટ ઘટતા દેહમાં દોષ ક્યાંયે !
જેથી ભૂલું તુજ સ્મરણને, શાંતિ પામું વિચારે,
દેખું લેનાં અવયવ બધાં અંગ-અંગે સુ-મેળ,
જાણે દેહે સુઘડ પ્રતિભા અર્પતી'તી સુ-વેલ.

(માલિની) જ્યમ જ્યમ ઢળતો'તો સુંદરી ! દોષ શે ક્યાં !
પરિમલ ભભકે છે, અંગ-અંગો હસે ત્યાં,
કયમ અસુર બનું હું દોષ—અન્વેષણોમાં !
ભ્રમ વશ અટવાતો કાન્તિ, આભા, પ્રભામાં !

(વસંત-માલિની) પ્રાંતોપપ્રાંત મુખ-સુધા તેજ સુ-ધારે,
વિવિધ, વિમળ ધારા વેગવંતી ફુવારે,
શું કાજળે તરવરે નયનો કમાને !
વિકળ વધુ બનાવી વીંધતાં ક્રૂર બાણે

(તોટક) અતિ કેશ—કલાપ કલાધર છે.
શુભ ગૂંથ મનોહર છે,
દસ ત્યાં,
શું

# "એક જ પગલું"

[નોંધ :—આ કાવ્ય નિર્મળ પરંતુ, બાળેલા અગ્નિ સમાન તૃપ્ત પ્રેમનું પ્રતીક છે. પ્રેમની એ અતૃપ્તિ, તેનાં વહેણને અખંડ ખે એ અસ્વાભાવિક નથી.

કોઈક અગમ્ય નિર્માણને આધારે, તેમનાં જીવન અલગ અલગ શા લે છે. પરિણામે, એક જબ્બર અંતરાય ઊભો થાય છે. જે મનાં મિલનને, ઉભય આદર્શને વરેલાં હોવાછતા, અશક્ય બનાવી દે છે.

આમ છતાં ય, અતૃપ્ત આત્માને તૃપ્તિ નથી, ઝંખના જતી થી, એટલે પ્રેમને વીસરી જવાની શક્યતાના ઉપાયોનું સંશોધન ાય છે. તેમાં પણ નિરાશા પછી, "મન હોય તો માળવે પણ વાય. તેમ, તેમાં સ્નેહ મળે છે." એ હકીકતનું આલેખન આ ક્તિઓમાં છે.

એક વસ્તુ નિર્દેશ કરવાનો લોભ જતો નથી કરતો. આ એક ા લીટીના કાવ્યમાં હ્રસ્વ-દીર્ઘ પરત્વેની છૂટછાટ સમજપૂર્વક નથી ીધી. કદાચ ક્યાંય તેવું દેખાય તો તે તે શબ્દોની પરત્વેની અશુદ્ધ યોજણને વશ તેમ બનેલ છે. તેટલે અંશે હું અશુદ્ધિ

તોળાઇ રહેલાં
તુષાર બિંદુઓમાંથી
　　પરોઢનો સોનેરી તડકો
　　ચળાઇ રહ્યો હતો !
કોઇનાં નયનો
　　જાણે
નયન બાણથી
　　વીંધાઇ
ત્યાં પડ્યાં હતાં
　　ઝગારા મારતાં !
આજ
　　પત્ર જીર્ણ ચૂંથાયેલાં
　　　　ચોળાયેલાં
　　ઉતારતી
　　'આજ' એ ગઇકાલ છે
　　　　તે ધારતી
　　　　આભૂષણો
　　પરિધાન નવલાં
　　　　મત્ત યૌવન
　　　　થનગનાટી
　　'આવતી' એ 'કાલ' છે !

નિરંજના દેસાઈ

# "એક જ પગલું"

[નોંધ :—આ કાવ્ય નિર્મળ પરંતુ, ભારેલા અગ્નિ સમાન અતૃપ્ત પ્રેમનું પ્રતીક છે. પ્રેમની એ અતૃપ્તિ, તેનાં વહેણને અખંડ રાખે એ અસ્વાભાવિક નથી.

કોઈક અગમ્ય નિર્માણને આધારે, તેમનાં જીવન અલગ અલગ દિશા લે છે. પરિણામે, એક જબ્બર અંતરાય ઊભો થાય છે. જે તેમનાં મિલનને, ઉભય આદર્શને વરેલાં હોવાછતા, અશક્ય બનાવી દે છે.

આમ છતાંય, અતૃપ્ત આત્માને તૃપ્તિ નથી, ઝંખના જતી નથી, એટલે પ્રેમને વીસરી જવાની શક્યતાના ઉપાયોનું સંશોધન થાય છે. તેમાં પણ નિરાશા પછી, "મન હોય તો માળવે પણ જવાય, તેમ તેમાં ફતેહ મળે છે." એ હકીકતનું આલેખન આ પંક્તિઓમાં છે.

એક વસ્તુ નિર્દેશ કરવાનો લોભ જતો નથી કરતો. આ એક સો લીટીનાં કાવ્યમાં હ્રસ્વ-દીર્ઘ પરત્વેની છૂટછાટ સમજપૂર્વક નથી લીધી. કદાચ કયાંય તેવું દેખાય તો તે તે શબ્દોની પરત્વેની અશુદ્ધ જોડણીથી સમજણને વશ તેમ બનેલ છે. તેટલે અંશે હું અશુદ્ધિ અંગે ગુનેગાર ગણાઉં.

આજે કાવ્યોની બાબતમાં હ્રસ્વ-દીર્ઘ પરત્વેની મર્યાદા, ભાષા અને સાહિત્યના વિકાસને અનુરૂપ, ટૂંકાવવાની, મહિવત્ બનાવવાની જરૂર છે. આ અરણ્ય-રૂદન સાહિત્યકારોના કાન સુધી પહોંચે તો સારું. — — — —લેખક.]

(મંદાક્રાંતા) ઓહો ! તારાં સુખદ સ્મરણો સ્નેહ સીંચેલ તેં જે,
હું શાં ભૂલું ! યદપિ મથતો યત્નથી ભૂલવા એ;
જો, જો, તું જો, પ્રિય ! ઉર વિષે માદીઓ જે ભરેલી,
ઊંડી કેવી હૃદય પટમાં છે છબી કોતરેલી !

જાણે દાબી અકળ કળથી કાબૂમાંહે કમાન,
યત્નોથી એ અજબ ઊછળે, વ્યર્થ સૌએ દમાણ,
ભૂલી જાવા સતત મથતો તોય ભૂલી શકું ના,
અંતે તારા અવગુણ ગણું—દૂષણો ભૂલવા ત્યાં.

જોતો' તો હું સુઘટ ઘટતા દેહમાં દોષ ક્યાંયે ?
જેથી ભૂલું તુજ સ્મરણને, શાંતિ પામું વિષાદે,
દેખું લેતાં અવયવ બધાં અંગ-અંગે સુ-મેળ,
જાણે દેહે સુઘડ પ્રતિભા અર્પતી'તી સુ-વેલ. ૧

(માલિની) જ્યમ જ્યમ ઢળતો'તો સુંદરી ! દોષ લે ક્યાં ?
પરિમલ ભલકે છે, અંગ-અંગો હસે ત્યાં,
ક્યમ અસુર બનું હું દોષ—અન્વેષણોમાં ?
ભ્રમ વશ અટવાતો કાન્તિ, આભા, પ્રભામાં ! ૧

(વસંત-માલિની) પ્રાંતોપપ્રાંત મુખ-સુધા તેજ સુ-ધારે,
વિવિધ, વિમળ ધારા વેગવંતી ફુવારે,
શું કાજળે તરવરે નયનો કમાને !
નિષ્ફળ વધુ બનાવી વીંધતાં ક્રૂર બાણે.

(તોટક) અતિ કેશ-કલાપ કલાધર છે.
શુભ ગૂંથન, વાસ મનોહર છે,
અલિ-ગુંજનના, અલિ શી દગ ત્યાં,
સ્થિર ગુંજન શી ! મન વિહ્વળ જ્યાં, ૨

(ઉપેન્દ્રવજ્રા)
અહો ! સુલાલી મુખડે ભરેલ !
શશી સમી શીતળ સ્નેહ–રેખ !
વિશિષ્ટ વક્ષઃસ્થળ વિસ્તરે છે,
સુકેન્દ્ર એ દૃષ્ટિ તણું બને છે.

(શાલિની)
ઘાટીલો જ્યાં દેહનો મધ્ય ઘાટ,
જાણે બાંધી સેતુથી શિષ્ટ વાટ,
વિદ્યુત કેરા ત્યાં પ્રવર્તે પ્રકાશ !
વીંટી ઊડે છે પતંગો સુ–પાસ.

(ઇન્દ્ર વજ્રા)
મેળો મળે છે નયને તણો જ્યાં,
તારા તણું મૈત્રક એ રચે ત્યાં,
ઘેરાં અને ઘેન ભરેલ છે જે,
દોષે જડેલાં નયનો ઠરે છે.

(શિખરિણી)
નિહાળું જ્યાં તારી મનહર ગજેંદ્રા ગતિ હતી,
અને દેપાન્વેષી નજર સ્થિર ત્યાં ખૂબ ઠરતી,
બની ભ્રષ્ટા ધર્મે–પ્રવિપળ નમે દેહ પ્રતિ એ,
છુપાઈને જોતી મુખ, ઉર અને સૌ સભર જે.

(વસંત-તિલિકા)
સૌંદર્ય શાં છલકતાં નવયૌવનામાં !
આભા ભરી સુ–પ્રતિભા નવયૌવનામાં !
સૌંદર્ય ને સુ–પ્રતિભા છલકી જતાં કે,
ન્હોતી તહાં ઊણપ કે ક્ષતિ ત્યાં હતી કં.

સૌંદર્ય સૌરભ ભરી હલકે યુવાની,
આભા ભરે સુ–પ્રતિભા ભર મૂલ આણી,
આકર્ષતી અજબ ઉત્કટતા ઉપાની !
આકર્ષણો અજબ અંતર ભૂલ શાની ?

સૌભાગ્યની પ્રતિક મંગળ શો વિરાજે !
ભાલેન્દુ ભાવ ભરતો-સજતો સુ-સાજે !
જ્યાં હું ઢળું વિચળવા મુજ મોહમાંથી,
કૂદે વિકાર-વશ મર્કટ મન્મથાર્થી.

સૌભાગ્ય ભ્રષ્ટ મુજથી સુ-પવિત્ર જે છે,
આદર્શ-વીર વર મર્દ થકી જ શું તે ?
ધિક્ ધિક્ તને ! ત્યમ સુ-ભાવ અનેક જે તે
આદર્શે ધિક્ અપનવા અભડાવતો જે !

વાણી મુખાકૃતિ અને ઉર-દેહ ઘેલી !
રંગેલ-રેલ, કુસુમેલ નમેલ પેલી !
નિષ્ઠુર ભાગ્ય નહિ એ, સદ્‌ભાગ્ય માનું,
આકર્ષણો અપનવાં અવહેલવાનું.

(ઉપેન્દ્ર વજ્ર) સુદેહ જેને આક્રમણે ભરેલો,
પુરુષ આદર્શ થકી જડેલો,
ચળે ન આદર્શે પુરુષ—વીર,
નિવારતો'તો મનને સુ-ધીર.

(તોટક) મનમાં મન ચેતવતું દિલને,
દિલ વિહ્વળ, નિર્બળ કાં ખરું જે ?
નિજ ધ્યેય ચળે, નિજ ધર્મ ટળે.
દઢતા ત્યમ જીવનની વિચળે.

(તોટક) મન શાંત કરી સ્થિર દષ્ટિ ય ત્યાં,
મથતોઃ વીસરું પ્રિય કેમ સદા !
નહિ આશ વિષે અવકાશ હશે ?
ઉર જ્યાં અટવાય, ન માર્ગ હશે ?

(વસંતતિલિકા) આલોકતાં સકળ માનવ દેહ-પેલી,
શી શિષ્ટતા પ્રિય તણાં મનમાં વસેલી !

જો. જો ફરી મુખ અને તનના પ્રદેશો,
સર્વત્ર એક સરખા સહુ દેહ—દેશો. ૭૬
ધારેલ ને ઘટિત ઘાટ ભલે ઘડેલા,
ના શિષ્ટતા કદિય, મોહ વૃથા તહીં થી !
ના છે વિશિષ્ટ, તરુ શી તન-શાખ સૌ જો,
ભૂલેલ શિલ્પકરનો—નિજ ઘાટ એ તો ! ૮૦

(ઈન્દ્ર વજ્રા)
શાખોપશાખા સમ અંગ આ છે,
સીધી સપાટી નહિ ક્યાંય ભાસે,
આડાય, ઊભાય જુઓ ફૂટેલા
ફાંટા અને ફાટ અપાર છે ત્યાં. ૮૪
ત્યાં દ્વીપ છે જો વિશ્વાસથી એ
ભૂગોળ સૌ છે ભરપૂર દેહે,
ત્યાં ભૂશિરો છે; ઉપસાગરો છે,
ત્યાં તે અખાતો, સર-સાગરો છે. ૮૮
છે દ્વીપકલ્પો, ગિરિ કંદરાઓ,
સંયુક્ત છે જો ધરણી—ધારાઓ,
છે જંગલો, ખંધ, રણો—પ્રદેશો,
છે એમ દેહે ઉપ-દેશ—દેશો. ૯૨

(દ્રુત-વિલંબિત)
'વિકૃતિ' જો વસતી બહુ અંગમાં
નહિ કળા, નહિ ઘાટ વસે જહીં,
કદિ સુરમ્ય, સુવાસિત સુંદર,
તદપિ મોહ—વિકાર ભયંકર. ૯૬

(અનુષ્ટુપ)
અસ્થિ માટી તણો દેહ, વિકૃતિ વશ એહ જો,
એ દેહ પ્રિયનો, તારો. ભૂલી જા યદિ બ્રહ્મનો. ૯૮
સીંચન સ્નેહનાં જે તે અખંડિત ભલે વહે,
એક જ પગલું બાકી મેળા મિલનનો રહે. ૧૦૦

—પુરુષોત્તમ હરજી સોજાણી

## પ્રભુનું ધામ

કમ્પાલામાં પ્રભુના ધામ સમાન ભવ્ય શિખરબંધ મંદિર ખુલ્લુ મુકાવાનું હતું.

ભાવિક જનતા માટે એ સમયમાં ભવ્ય ઉત્સવ હતો. ધર્મપ્રેમી જનતા જાણે પ્રભુ સાક્ષાત્ પધારવાના હોય એટલી હર્ષઘેલી બની હતી.

નકુરૂથી પરમપૂજ્ય હીરજીબાપા પધારવાના હતા. ભારતથી પુનિત મહારાજ દર્શન દેવા આવવાના હતા. એમના કથામૃતનું પાન કરવા જે પણ હિન્દુ પાસે સાધન અને સગવડ હતાં. એ સહુ કમ્પાલાના ભવ્ય શિખરબંધ મંદિરની ઉદ્દઘાટન વિધિ પ્રસંગે પધારવાના હતા.

કોઈપણ હિન્દુ, ગમે તેવો હોય, જુગારી, દારૂડિયો, લંપટ, ગરીબ કે તવંગર, એ ઈશ્વરના અસ્તિત્વનો ઇન્કાર નથી કરતો. કદાચ એટલે જ, અનેક પરદેશીઓની ચડાઈ અને ધર્મ વટલાવવાની પ્રવૃત્તિઓ છતાંયે, છેલ્લા પાંચ હજાર વર્ષથી આ માત્ર એક જ ધર્મ, અખંડ, અભંગ અને ઉદાત્ત ઊભો રહી શક્યો છે.

દારેસલામે શહેરમાં વસતા પ્રભુના પરમ ભક્ત વ્રજલાલભાઈ પણ ગામના કેટલાક ભક્તો સાથે કમ્પાલા જવાની તૈયારીમાં પડયા. પ્રભુની સેવા કરનારને ઘણું ખરું પ્રભુ સાધન સગવડથી વંચિત નથી રાખતો. પ્રભુના ધામનાં દર્શન કરવા અનેક ભક્તો પોતાની ગાડી આપવા તૈયાર હતા. પ્રભુના નામ પાસે ગાડી અને પેટ્રોલની કિંમતનો હિસાબ ન કરતા પ્રભુના કેટલાક સખીદિલ ભક્તો હજી આ જગતમાં વસી રહ્યા છે ખરા!

ગુરુવાર તા. ૨૩મી ડિસેમ્બરના સાંજના કૃપાલા રવાના થવાનું હતું એટલે શુક્રવારે પ્રભાતમાં કૃપાલા પહોંચી જવાય. રાત્રે વાળુ કરી સહુ ભજન, કીર્તનની ધુન બોલાવતા ગાડીમાં ગોઠવાઈ ઊપડયા. વજુભાઈના આનંદનો તો પાર નહોતો.

ઘેરથી નીકળતાં એમણે પુત્રને માથે હાથ ફેરવી વહાલથી કહ્યું: "બેટા, હું પ્રભુના ધામમાં પ્રભુના દર્શને જાઉં છું. ઘરની સંભાળ રાખજે, અને મારી ગેરહાજરી દરમ્યાન રોજ સવારસાંજ પ્રભુની મૂર્તિ પાસે ઘીનો દીવો કરજે."

"બાપુ આપ નચિંત રહો. નિરાંતે ભજન કીર્તન કરો. હું બધું જ આપની સૂચના મુજબ કરીશ."

ગાડીમાં બેઠા ત્યારે વજુભાઈએ છેલ્લી નજર ઘર તરફ અને કુટુંબીજનો પ્રત્યે નાંખી. ઘરનાં માનવીઓને એ નજરમાં કંઈક બેચેની દેખાણી. પરંતુ કોઈ કંઈ બોલે એ પહેલાં ગાડી સડસડાટ કરતી રવાના થઈ.

રાત્રીનું શાંત વાતાવરણ હતું. ખુશનુમા પવન હતો. સહુના આગ્રહથી વજુભાઈએ ધીમેથી ગાવા માંડયું:

યુંગાન્ડાની હરિયાળી ભૂમિ પર, ઊભું છે રૂડું ગામ,
એ ગામને ઉજ્જ્વળ કરવા, ખુલ્લું મુકાય પ્રભુ ધામ.
પ્રભુ દિન તણો દાતાર,
દુઃખ ભક્તોનાં કાપનાર.
મંદિર આંગણ ભાવિક કેરાં જૂથ મોટાં જામે,
દેવતાઓનાં દર્શન કરી, સૌની આશિષ પામે.
પ્રભુ ધર્મનો ભંડાર,
ઝોળી ભક્તની ભરનાર.

બાપો આવે, મહારાજ આવે, આવે ભક્તોની લંગાર,
પ્રસાદ લેશું પ્રેમથી પ્રભુનો કપાય દુઃખની અંગાર.
વ્હાલો દિનતણો દાતાર
સકળ ધર્મનો એ સાર.
એને મંદિરે શોભે, સુંદર નકશીકામની છાયા,
એના દરશને જઈને, પવિતર કરે સહુ કાયા.
વ્હાલો ભક્તનો તારણહાર,
કરે ભક્તની રોજ વ્હાર.
એના મંદિર માંહી સુંદર દીપતણો ઝળકાર,
પ્રભુની મૂર્તિ પાસે, ભક્તો દૂધની પાડે ધાર.
મુરતી સદા અમર રે'શે,
સૌને પથ – દર્શન દેશે.
કષ્ટ નિલેપન કરવા ખાતર, જપે સહુ ભગવાન,
પીડિતોની પીડા નિવારે, માત જશોદાનો એ શ્યામ.
હોંશે ગાન એનાં હું ગાઉં,
તરવા ભવસાગરની આ નાવ.

ગીત ગાતાં વજુભાઈની આંખોમાંથી આંસુનાં રેલા વરસતા. જે ભક્ત પ્રભુનું નામ આવતાં ખરા હૃદયથી એનું ધ્યાન ધરે છે અને આંખમાં આંસુઓ આવતાં ગળગળો બની જાય છે એ પ્રભુનો પરમ ભક્ત છે. બહુ ઓછા ભક્તોને પ્રભુની પ્રસાદી મળી હોય છે.

વજુભાઈએ ગીત પછી ઓમ નમઃ શિવાયની ધુન શરૂ કરી. ત્યારબાદ રામનામની ધુન થઈ અને પ્રભુના નામમાં સહુ લીન બની ગયા.

સાથે આવેલા અન્ય ભક્તોમાં કાનજીભાઈ વાર્તા ઘણી સરસ કહેતા. વજુભાઈએ એમનેય વિનંતી કરી.

"કાનજી ભગત, હવે તમે એક સારી વાર્તા કહો."

મોટરની ગતિ જરા ધીમી પડી. સહુ ભક્તોના કાન સરવા બન્યા. ખુંખારો ખાઈ કાનજીભાઈએ વાર્તા શરૂ કરી.

"એક વખત એકસો ને પચીસ યાત્રાળુઓનો સંઘ યાત્રાએ જવા નીકળ્યો. વાહનનો કોઈપણ જાતનો ઉપયોગ કર્યા વગર યાત્રાના દરેક સ્થળોએ એમણે પગે ચાલીને જ જવાનું નક્કી કર્યું.

પદયાત્રા કરતાં કરતાં એકવાર એમને જંગલમાંથી પસાર થવાનું હતું તેવામાં જ મુશળધાર વરસાદ શરૂ થયો. ગગનમાં ગાજવીજ થઇ. વીજળીના ભયંકર કડાકા ભડાકા થવા માંડયા. હમણાં જ જાણે આખા જગતને ભરખી લેશે એવા ચમકારા આકાશમાં થવા માંડયા. સહુ યાત્રાળુઓ ઝડપથી દોડયા. જંગલમાં એક જીર્ણ શિવાલય દેખાયું તેમાં સહુ દાખલ થયા. શિવાલયમાં સહુએ પ્રભુની પ્રાર્થના કરી અને વરસાદના આ કાળા કેરથી ઉગારવા વિનંતી કરી.

પરંતુ પ્રભુએ એમની વિનંતી માન્યે ન રાખી અને વરસાદ તો વણુઅટક્યે પડયે જ રાખ્યો. ત્રણ ત્રણ દિવસ સુધી વણુઅટક્યે વરસાદનો મારો ચાલુ જ હતો.

સહુ યાત્રાળુઓ કંટાળી ગયા હતા. પ્રભુની ભક્તિ કરનાર ભક્તને પણ છૂટથી હરવા ફરવાની ય સગવડતા જોઇતી હોય છે. પછી ભલે કેટલાક ભક્તો પોતે સુખ અને દુઃખથી પર હોવાનો ખોટો દાવો કરતા હોય!

એ યાત્રાળુઓમાં એક ભાઈ થોડું ઘણું જ્યોતિષનું જ્ઞાન ધરાવતા હતા. સહુની વિનંતીથી એમણે વરસાદ કેવી રીતે અટકે

મારેનો માર્ગ શોધવા પ્રયત્ન કર્યો. જમીન ઉપર કેટલાક આડાઅવળા લીટાઓ, કૂંડાં, આંગળીના વેઢાઓ ગણ્યા, ગ્રહોની દશા જોઇ. આખરે લગભગ બેત્રણ કલાકની માથાકૂટ પછી એ ભાઈએ સહુને સંબોધી કહ્યું :

'સત્સંગીઓ, સાંભળો. મેં આપણા બધા જ ભાઈઓના ગ્રહો વગેરેની ઉપલક ગણત્રી કરી છે, અને મારી એ ગણત્રીમાં મને એમ જણાય છે કે આપણા બધામાંથી ફક્ત એક જ યાત્રાળુના ગ્રહો ભુંડા જણાય છે, માટે એમ માનવાનું કારણ રહે છે કે એ એક ભાઈને પાપે જ આપણે સહુ આ વરસાદના કાળા કેરની સજા ભોગવીએ છીએ.

હવે હું એક દરખાસ્ત મૂકું છું તે સહુ ધ્યાનથી સાંભળો. આપણા બધાની એટલે કે દરેક યાત્રાળુના નામની એક એક ચીઠી લખી નાખીએ. પછી વારા ફરતી એક એક ચીઠી ઉપાડીએ; જેનું નામ આવતું જાય તે ભાઈ મંદિરની સાત વખત પ્રદક્ષિણા કરે અને પછી મંદિરમાં પાછો આવે. એટલે જેના પાપે આપણે સહુ સત્સંગીઓ આ દુઃખમાં સપડાયા છીએ તે જ્યારે પ્રદક્ષિણા કરશે ત્યારે વીજળી તેને ભરખી લેશે અને એ રીતે પ્રભુ આપણો સહુનો ઉગાર કરશે. કોઈ યાત્રાળુ ભાઈને મારી આ દરખાસ્ત યોગ્ય ન લાગતી હોય તો જણાવે.'

કોઈ કાંઈ ન બોલ્યું, એટલે દરખાસ્તને મંજૂરી મળેલી ગણવામાં આવી. તુરત જ એકસો ને પચીસ યાત્રાળુઓના નામની ચીઠીઓ નાખવામાં આવી. અને એક પછી એક ઉપાડવાનું નક્કી થયું. જેનું નામ ચીઠીમાંથી નીકળે તે શિવાલયની સાત વખત પ્રદક્ષિણા ફરી પાછો શિવાલયમાં દાખલ થાય.

સાત ફેરાઓ ફરવાનું શરૂ થયું. જેના નામની ચીઠ્ઠી નીકળે તે પ્રભુનું નામ લઇ, સહુને રામરામ કરી શિવાલયની બહાર નીકળતો. પહેલો ગયો, બીજો ગયો, અને એમ કરતાં કરતાં એકસો ચોવીસ યાત્રાળુઓ પ્રદક્ષિણા ફરી, પરંતુ કોઇને ઊની આંચ ન આવી. હવે એક જ યાત્રળુ બાકી રહ્યો હતો અને તેનો છેલ્લો વારો આવ્યો.

સર્વ સત્સંગીઓ દિન વદને એની તરફ તાકી રહ્યા. એ પાપીને હવે વીજળી ભરખીને જ રહેશે અને આપણા સહુનો ઉગાર થશે એમ સહુને લાગ્યું. છેલ્લા જનાર ભાઇએ પ્રભુની પ્રાર્થના કરી. પ્રભુના નામનો દીવો કર્યો. કપાળે ચાંદલો કર્યો. મુખમાં તુલસીનું પાન મૂક્યું. સહુ યાત્રીઓને પોતાના કુટુંબીજનોની સંભાળ રાખવા વિનંતી કરી. અને સહુને ભેટી રામરામ કરી પ્રભુનું નામ લઇ ફેરે ભાઇ શિવાલયની પ્રદક્ષિણા કરવા બહાર નીકળ્યા.

એકસો ને અડતાલીસ આંખો અનિમેષ નજરે એ ભાઇને બહાર જતાં જોઇ રહી. એ ભાઇએ મંદિરની બહાર પગ મૂક્યો કે તુરત જ ભયંકર ગાજવીજ શરૂ થઇ. વીજળી ત્રાટકી ઊઠી. પાપીને એના પાપની શિક્ષા આપવા હમણાં જ વીજળી એને ભરખી લેશે એમ સહુને લાગ્યું.

એ ભાઇએ પહેલો ફેરો ફર્યો. વરસાદ મુસળધારે શરૂ થયો. મંદિરને ઓટલે હાથ અડાડી બીજો ફેરો શરૂ કર્યો. શ્રીકૃષ્ણ ભગવાનનું નામ લઇ, ત્રીજો ફેરો ફર્યા. શ્રી રામનું નામ લઇ ચોથો ફેરો ફર્યા. શંકર ભગવાનને પાંચમે ફેરે યાદ કર્યા, છઠ્ઠે ફેરે માતાજીના નામની ધુન બોલાવી.

હવે એક છેલ્લો ફેરો બાકી રહ્યો. મંદિર સામે ઊભી એમ સૌ યાત્રાળુઓ સામે હાથ જોડયા. સર્વ દેવોને યાદ કર્યા. પોતાન

તમામ ભૂલો અને પાપો માફ કરવા અરજ કરી. અને છેલ્લો ફેરો ફરવા નીકળ્યા.

એક ડગલું ભર્યું અને ગગનમાં ભયંકર કડાકો થયો. "એ ભાઈ જરા મંદિરની દૂર રહી પ્રદક્ષિણા કરો તો સારું. આ તો વીજળી તમારા ઉપર પડે અને અમારે કદાચ થોડું હેરાન થવું પડે." એક યાત્રાળુ ભાઈએ જોરથી બૂમ પાડી એ ભાઈને વિનવ્યા. બીજાને મારીને જીવનારા પ્રભુના અનેક ભક્તો આ જગતમાં જીવે છે! મંદિરની બરાબર પચાસ ડગલાં એ ભાઈ દૂર ગયા. એક ડગલું, બીજું ડગલું, ત્રીજું, ચોથું, પાંચમું અને છઠ્ઠું ડગલું ભર્યું. ભયંકર વીજળી થઈ. સાતમું ડગલું ભરવા એક પગ ઉપાડયો અને વીજળીનો એક બીજો ભયંકર કડાકો થયો અને શિવાલય ઉપર પડયો અને એકસો ને ચોવીશ યાત્રાળુઓને ભરખી ગયો...

વરસતો વરસાદ એકદમ બંધ પડી ગયો. બાકી રહેલા એ પ્રદક્ષિણા ફરનાર છેલ્લા યાત્રાળુભાઈ જે પાપી ગણાતા હતા. તેઓ પ્રભુનું નામ લઈ બાકી રહેલી યાત્રા એકલા જ પૂરી કરવા નીકળ્યા.

"એકને પુણ્યે એકસો ને ચોવીશ જણ તર્યા હતા." કહી કાનજીભાઈએ વાર્તા પુરી કરી.

"ખરેખર, કાનજી ભગત! વાર્તા કહેવાની તમારી છટા ગજબની છે." વજુભાઈએ કાનજીભાઈને બીરદાવ્યા.

સહુની આંખોમાં કુદરતની અકળ લીલાની વાત સાંભળી આંસુઓ આવ્યાં. સહુ શાંત રહ્યા. આંખ મીંચી ઊંઘવા પ્રયત્ન કર્યો. અને થોડીવારમાં તો પરોઢિયાનાં દર્શન થયાં.

"અહાહા! જાણે પીળું પીતાંબર પહેર્યું છે. એક હાથમાં મોરલી છે! બીજા હાથમાં સુદર્શન ચક્ર દેખાય છે. માથે મુગટ છે.

અહાહા ! શું મારા વા'લાનું રૂપ છે. જુઓ, જુઓ, કાનજી ભગત કેવું સૌમ્ય સ્વરૂપ છે." ગાડીની બહાર આંગળી ચીંધી એકાએક વજુભાઈ બોલવા મંડયા. સહુ ચમક્યા. વજુભાઈનું મગજ ખસી તો નહિ ગયું હોયને ?

"વજુભાઈ, વજુ ભગત ! આ શું બોલો છો ! બહાર તો કંઈ દેખાતું નથી આ તો ફક્ત કેળનાં ઝાડ છે." કાનજી ભગતે વજુભાઈને ઢંઢોળી કહ્યું.

"એ કેળના ઝાડની વાત નથી કરતો, કાનજી ભગત! આ મારા પ્રભુની વાત કરું છું. જુઓ જુઓ; કાનજી ભગત ! સામે જુઓ આ પ્રભુનું ધામ દેખાય."

અને ખરેખર, પ્રભાતના આછા ઉજાસમાં, ચારેક માઈલ દૂરથી કમ્પાલાના ભવ્ય શિખરબંધ મંદિરનાં દર્શન થયાં. હિન્દુ ધર્મની ભગવી ધજા ગગનમાં આછી આછી ફરકતી હતી.

"કાનજી ભગત, કાનજી ભગત ! આ પ્રભુનું ધામ આવ્યું અહાહા ! શી કારીગીરી છે ! કેવી સૌમ્ય મૂર્તિ ! પ્રભુ ! હે મારા નાથ ! તારા ધામના દર્શન કરી મારું જીવ્યું સાર્થક થયું છે. બસ પ્રભુ, હવે તો સંઘ લે"

"અરે વજુભાઈ ! આમ શું બોલો છો, તમારા જેવા ભક્તોની તો આ દુનિયામાં જરૂર છે. કેટલાયે પાપીઓ તમારે પ્રતાપે પુણ્યશાળીઓ થાય છે."

પરંતુ વજુભાઈ કંઈ ન બોલ્યા. એ આંખ મીંચી ધીમેથી પોતાનું શરીર પાછળ ટેકવી આરામથી બેઠા.

ગાડી અને સમયને દોડતાં વાર નથી લાગતી. કમ્પાલાનું ભવ્ય શિખરબંધ મંદિર બહુ જ ઝડપથી આવી પહોંચ્યું. સહુ ગાડીમાંથી નીચે ઊતર્યાં; પરંતુ વજુભાઈ આંખો મીંચી એમ જ બેઠા રહ્યા.

"વજુ ભગત! ઊઠો. આ પ્રભુનું ધામ આવ્યું." કાનજીભાઈએ કહ્યું.

પરંતુ વજુભાઈ ન ઊઠયા. કાનજીભાઈના પેટમાં ફાળ પડી. વજુભાઈને ઢંઢોળી એમણે જોરથી કહ્યું.

"વજુભાઈ, ઓ વજુ ભગત! આ પતિત પાવન ધામ આવ્યું. નીચે ઊતરો."

પરંતુ છતાં યે વજુભાઈનો દેહ ન હાલ્યો. બહુ જ ઝડપથી ગાડીમાં સાથે આવેલા બીજા બે ભક્તો અને કાનજીભાઈએ મળી વજુભાઈને મંદિરની નજીક રહેતા એક સુખી ગૃહસ્થને ઘેર સુવાડયા અને ઝડપથી ડૉક્ટરને બોલાવવામાં આવ્યા.

ડૉક્ટર આવ્યા, પરંતુ હાથ ઝાલી એમણે તરત મૂકી દીધો. "એ રામશરણ થયા છે. કંઈ જ થઈ શકે તેમ નથી." ડૉક્ટરે અભિપ્રાય ઉચ્ચાર્યો. કાનજીભગત છૂટે મોંએ જોરથી રડી પડયા અને ભક્તોની આંખમાંથી પણ આંસુની ધાર છૂટી.

રડતાં કાનજીભાઈને એક વિચિત્ર દૃશ્ય દેખાયું. વજુ ભગતના નિશ્ચેતન શરીરમાંથી એક આછો પડછાયો ઊભો થઈ ધીમે ધીમે મંદિર તરફ જઈ અદૃશ્ય બની ગયો.

કાનજીભાઈ એ આંખ ચોળી. પરંતુ ફરી કંઈ ન દેખાયું. વજુ ભગતનું જીવવિહીન શરીર ખાટલા ઉપર પડયું હતું.

કમ્પાલાનું પ્રભુના ધામ સમાન ભવ્ય મંદિર ઉપરની ભગવી ધજા પવનમાં વધુ ને વધુ જોરથી ફરકવા લાગી.

કોણ કહેશે કે વજુભાઇ મરી ગયા? વજુભાઇ મરી નહોતા ગયા, પ્રભુની ભક્તિ કરી એ અમર બની ગયા હતા. બાકી ખાલી જીવનના વળી મમત્વ કેવા!

કાનજીભાઈએ ઝડપથી વજુભાઇના સંબંધીઓને ટેલિફોન કર્યો.

"વજુભાઈનો આત્મા પ્રભુના પરમ ધામમાં પહોંચી ગયો છે."

વનુ જીવરાજ (કંપલા)

# કુંવારી વિધવા

(રંભાબહેન ગાંધી કૃત નાટિકા "પરણું તો એને જ" ઉપરથી આ વાર્તાની વસ્તુ લીધી છે. નામ અને પ્રસંગોમાં થોડો ફેરફાર કર્યો છે. ફક્ત પૈસાના લોભમાં પડી મનુષ્ય વચનને ઠોકરે મારે છે. અને સાથોસાથ સુધારાનાં બણગાં ફૂંકે છે. આ વાર્તા આવા દંભી સુધારક સામે લાલ બત્તી ધરે છે. આ નાટિકા તાજેતરમાં આકાશવાણી ઉપરથી ભજવાઈ હતી.)

આકાશમાં વસંત ઋતુની પૂનમનો ચંદ્ર સોળે કળાએ ખીલ્યો હતો. એનાં મધુર શીતળ કિરણો અવનિને શીતળતા અને મધુરતા અર્પતાં હતાં. ઠંડો મીઠો સમીર વાતો હતો. વૃક્ષો કો કોડીલા કંથની માફક શણગાર સજીને કો નવોઢા પત્નીના મિલનમાં ઉત્સુક બન્યા હતા. સોનેરી સાળુમાં ધરતી ખૂબ જ ખીલી ઊઠી હતી. પ્રકૃતિ મધુર અને શીતળ લાગતી હતી.

આવા ખુશનુમા વાતાવરણમાં શીલના પતિની પ્રતીક્ષા કરતી પોતાના ખંડમાં બેઠી હતી. આધુનિક ઢબથી તેનો ખંડ શણગારેલો હતો. એના જીવનનું સ્વપ્ન આજે સાકાર બન્યું હતું. એની આશાની મંજિલ આજે પૂર્ણ રીતે ચણાઈ હતી. એની મહેચ્છા આજે ફળીભૂત થઈ હતી. એના પ્રબળ પુરુષાર્થનું ફળ આજે એને મળ્યું હતું. અને વહી જતી થોડી જ ક્ષણોમાં એનો પતિ આવશે. એને ગાઢ આલિંગન આપી છાતી સરસી દબાવશે. વૃક્ષને જેમ વેલ વીંટળાઈ જશે. અને પછી......એ બન્ને નિજાનંદમાં એક રૂપ બની જશે.

ભયંકર આંધી પછી જેમ આકાશ સ્વચ્છ અને ખુશનુમા લાગે છે તેમ એના જીવનમાં પણ ભયંકર આંધી આવી હતી.

મધ્યદરિયે એની નાવ તુફાનમાં અટવાઈ હતી. એના જીવનરૂપી નાવનો સઢ ફાટી ગયો હતો. અને એ નાવને વિશાળ અને તુફાની ઉદધિ પોતાના વિશાળ પેટમાં ગળી જવા માગતો હતો. પરંતુ જેમ કુશળ ખલાસી ભયંકર તોફાનમાંથી પણ નાવને સહીસલામત કિનારે લાવે તેમ શોભનાની જીવનનૌકા પણ પોતાની હિંમત-શ્રદ્ધા અને એની બે બહેનપણી કોકિલા અને વનિતાની કુનેહભરી યુક્તિથી સંસાર-સાગરને કાંઠે આવી હતી. અને જેમ મોતના મોઢામાંથી પુનઃ આવી માનવી સંતોષનો શ્વાસ ખેંચે તેમ તેણે પણ આજે સંતોષનો શ્વાસ ખેંચ્યો હતો. અને આ સંસાર જંગની જીતથી તેનાં માતાપિતા પણ ખૂબ જ આનંદ પામ્યાં હતાં.

શોભનાની સગાઈ ખૂબ જ બાળવયમાં એના જ ગામના શેઠ ધનસુખલાલના પુત્ર અતુલ સાથે થઈ હતી. સગાઈ પછી શેઠ ધનસુખલાલ એમનાં કુટુમ્બ સાથે આફ્રિકા ગયા હતા. અને ત્યાં તેઓએ પોતાના ધંધો વિકસાવ્યો હતો. આમ વર્ષોનાં વહાણાં વાયાં અને અતુલનાં માતાપિતા આફ્રિકામાં જ 'બ્લેક વોટર' (કાળા પેસાબની બીમારી) માં સપડાયાં અને આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચિર નિંદ્રામાં પોઢી ગયાં અને અતુલનો હાથ એના કાકાએ ઝાલ્યો. કાકા-ભત્રીજાએ પ્રબળ પુરુષાર્થ કરી ધનસુખલાલની સંપત્તિમાં ઓર વધારો કર્યો. સારી એવી સંપત્તિ લઈને તેઓએ માદરેવતન મુંબઈમાં આવીને વસવાટ કર્યો. અહીં આવ્યા પછી અહીંના હવા પાણી માફક ન આવ્યાં અને એનાં કાકી પણ સ્વધામ સીધાવ્યાં.

આ સંસારમાં કાકા-ભત્રીજો એ રહી ગયા. હવે તો અતુલે ધંધાની સમસ્ત જવાબદારી ઉઠાવી મુંબઈમાં ધંધો ચાલુ કર્યો. એના કાકાએ સમાજસેવામાં ઝંપલાવ્યું.

આમ તો કાકા નવી વિચાર-સરણી ધરાવતા હતા. સુધારાના પ્રખર હિમાયતી હતા. જૂની રૂઢિના કટ્ટર દુશ્મન હતા. એમની જ્ઞાતિમાં

પત્નીનો પતિ સ્વર્ગે જાય એટલે પત્નીને ફરજીઆત વૈધવ્ય પાળવું પડતું. પછી ભલે લગ્ન પછી એ માસમાં જ એ વિધવા થઈ હોય ત્યારે મોટી ઉંમરનો પતિ વિધુર થાય તો એ બીજું લગ્ન કરી શકે. આ રિવાજના એ કટ્ટા વિરોધી હતા, અને તેથી તે વિધુર થયા ત્યારે ઘણી કન્યાઓ મળતી હતી, છતાં તેમણે લગ્ન કર્યું ન હતું. અને આ રિવાજ સામે એ જોરશોરથી ચળવળ ચલાવતા હતા. એના આ વિચારો પણ પ્રશંસાને પાત્ર હતા, એટલું જ માત્ર નહિ પણ આવકારદાયક હતા. આજની પ્રગટતી નવી ઉષાએ આવા ક્રૂર રિવાજ કેમ ચલાવી લેવાય?

દુનિયા આજે પ્રગતિને પંથે કુચકદમ કરી રહી છે, ત્યારે આવા ક્રૂર અને ઘાતકી રિવાજથી શું પ્રગતિ થાય? આશાભરી યુવતી પાસે ફરજિયાત વૈધવ્ય પળાવવું, એની અહેચ્છાને કચડી નાખીને, એના ઊના ઊના નિસાસા લઈને કયા સમાજે પ્રગતિ કરી છે? અગર આ રિવાજ જો સ્ત્રીને લાગુ પડતો હોય તો પુરુષ એમાંથી કેમ છૂટી શકે? પુરુષ માટે પણ એજ કાનૂન હોવો જોઈએ. પરંતુ સ્વાર્થી પુરુષે જ આવા નિયમો ઘડીને સ્ત્રી જગતની પ્રગતિને રૂંધી છે. સ્વાર્થી પુરુષે સ્ત્રીઓને નભાવવા, હમેશાં એની ગુલામ બની રહે, એને આધીન રહે એવા નિયમો જ ઘડયા છે. અને એને ધર્મની બીક બતાવીને સજ્જડ રીતે એ ક્રૂર રિવાજમાં જકડી રાખી છે કે જેથી સ્ત્રીઓ કોઈ દિવસ આગળ આવવા, આવા અન્યાયનો આવાજ ઉઠાવવા હિંમત કે ઇચ્છા સુધ્ધાં ન કરી શકે. આવા વિચારો ધરાવતા અતુલના કાકા હતા. સમાજ સુધારક તરીકે એ હદ ઉપરનું કામ કરવા લાગ્યા કે એ ભયંકર બીમારીમાં પડયા અને જ્ઞાતિના દુર્ભાગ્યે એ એમાંથી ન ઊઠી શકયા.

અને આ સુધારાને પોતાનો ભત્રીજો અમલમાં મૂકે એ રીતની વ્યવસ્થા કરતા ગયા. એના સ્વર્ગવાસ પછી, એના વકીલે એનું

વસિયતનામું (વીલ) બોલ્યું. વસિયતનામામાં એની તમામ મિલકત અતુલને મળે એવી વ્યવસ્થા હતી. પરંતુ એ માટે એણે એક શરત મૂકી હતી. જો અતુલ એક જ માસની અંદર કોઇ વિધવા સાથે લગ્ન કરે તો તમામ સંપત્તિ તેને મળે. નહિતર એ સંપત્તિ, માલ-મિલકત ધર્માદામાં ખર્ચવી. આ જાતનું વસિયતનામું એના વકીલે અતુલ સમક્ષ રજૂ કર્યું. એનો અમલ કરવા જણાવ્યું. અને જો એક માસમાં આ વ્યવસ્થા પ્રમાણે અમલ નહિ થાય તો તમામ મિલકતનો વકીલ પોતે કબજો લઇને યોગ્ય સ્થળે ધર્માદામાં વાપરશે. કાકા મરતા ગયા. અને અતુલ પાસે ફરજિયાત સુધારો કરાવવાનું કરતા ગયા. અતુલ બધી મિલકતનો માલિક હતો. પરંતુ એની મિલકત કાયદેસર એના કાકાના નામે ઉપર જ હતી. અતુલ વસિયતનામાનો અમલ ન કરે તો એ રસ્તાનો ભટકતો ભિખારી બને એવી પરિસ્થિતિ ઊભી થઇ.

આટલી અઢળક મિલકત છોડી દેવી પડે એ કોને ગમે ? એટલે એણે તાત્કાલિક વિધવા સાથે લગ્ન કરવા તૈયારી કરી. અને વર્તમાનપત્રમાં જાહેરાત આપી.

શીલાનાની નજર આ જાહેરાત પર પડી. જાહેરાત વાંચતાં એ વિચારના વમળમાં અટવાઈ ગઇ, અતુલ સાથે નાનપણમાં જ એની સગાઈ થઇ હતી. ત્યારે આ જાહેરાત આપવાનું કારણ શું ? અતુલ પોતાની સાથેની સગાઇથી અજાણ છે ? એના પિતાએ જ કહ્યું હતું કે તારી સગાઇ અતુલ સાથે થઈ ચૂકી છે. ફરી ફરી એણે જાહેરાત વાંચી. પણ એમાં તો દીવા જેવું સ્પષ્ટ હતું કે—

"જોઇએ છે વિધવા.

એક સારી સંપત્તિ ધરાવતા નવયુવકને તાત્કાલિક વિધવા જોઇએ છે. બાળક વગરની વિધવાને પ્રથમ પસંદગી આપવામાં આવશે.

રસ્તો ન રહે. એટલે તેઓએ તાત્કાલિક યોજનાને અમલ મૂકવા તૈયારી કરી. એની યોજના પ્રમાણે ત્રણે બહેનપણીઓએ વારાફરતી વિધવા તરીકે અતુલની મુલાકાત લેવાની હતી: અને એવું વાતાવરણ સર્જવાનું હતું કે શોભનાની સાથે અતુલ તાત્કાલિક લગ્ન કરી નાખે. હાલ તુરત માટે શોભનાએ પણ વિધવા તરીકેનો પાઠ ભજવીને પોતાના ભાવિ પતિને છેતરવાનો હતો. અને યોજના સંપૂર્ણ વિચારપૂર્વક અમલમાં મુકાઈ.

* * *

દીવાનખાનાની અંદર અતુલ કોઈની પ્રતીક્ષા કરતો બેઠો હતો. વર્તમાન પત્રમાં જાહેરાત આપ્યાને લગભગ એક માસ પૂરો થવા આવ્યો હતો. અને એ જાહેરખબર પ્રમાણે આજે કોઈ મુલાકાતે આવવું જોઈએ એવી શ્રદ્ધાથી પ્રતીક્ષા કરતો હતો.

છતાં એના હોઠ ઉપર આશા–નિરાશાના મિશ્રિત ભાવ સ્પષ્ટ તરવરતા હતા. વિચારના વમળમાં એ ઊભો થઈને દીવાનખાનામાં આંટા મારવા લાગ્યો. ઘડીમાં એ પોતાને મોટરમાં ફરતો જોતો હતો; તો ઘડીમાં એ પોતાને પાપી પેટને ખાતર મજૂરી કરતો દેખાતો હતો. મનમાં કાકાને ગાળો દેતો હતો "કાકા, તમે પણ ખરી કરી છે ને મારે માથે! કેવા ધર્મસંકટમાં મને મૂકી દીધો છે!" આ પ્રમાણે ટહેલતા એણે એના ખાનગી સલાહકારને જરૂરી સૂચના આપી બહાર બેસાડયો. અને થોડીવારમાં સલાહકારે એક વિધવા બાઈ મળવા આવી છે, અને અંદર આવવા રજા માગે છે એમ જણાવ્યું. અતુલે અંદર મોકલવા જણાવ્યું અને પોતે એક ખુરસી ઉપર બાઘાની માફક બેઠો. આજસુધી એણે કોઈ સ્ત્રીની સાથે ઊંચી આંખ કરીને જોયું ન હતું. ત્યારે આજે એકાંતમાં એક સ્ત્રી સાથે વાત કરવાની હતી; અને તેય પોતાના લગ્ન બાબત! કેટલી

"... પણ ... પણ ... તમે જાહેરાત બરાબર વાંચી નથી લાગતી? મારે તે વિધવાની જરૂર છે. તમારી કોઈ ગેર સમજૂતી"...

"મેં એકવાર ન કહ્યું કે 'તમે વચ્ચે ન બોલો. મારી વાત પૂરી સાંભળી લો. અને તમારે મારી સાથે લગ્ન કરવાં પડશે. અને આપણાં લગ્ન થતાં મારા બન્ને ભાઈઓને ભણાવવાની જવાબદારી તમારે ઉઠાવવી પડશે. હવે હું મારી લાયકાત જણાવું છું. મને નૃત્ય કરતાં આવડે છે. સંગીતનું જ્ઞાન પણ મને સારું છે. વળી ક્રિકેટ પણ રમી જાણું છું અને મોટર ચલાવતાં પણ આવડે છે. આ ઉપરાંત 'એરોપ્લેન' (વિમાન) પણ ચલાવી જાણું છું."

"શું તમે વિમાન પણ ચલાવો છો?" જાણે વિમાનમાંથી કેમ અતુલ નીચે પડ્યો હોય તેમ ચીસ પાડી ઊઠયો.

"જી હા, પણ બાળકને રમવાનું વિમાન હું ચલાવી જાઉં છું" યુવતીએ ઉત્તર આપ્યો.

"આ ઉપરાંત હું ઘણી સંસ્થાની સભ્ય છું. આધુનિક મહિલા સમાજ'ની હું માનદ મંત્રિણી છું."

"વિધવા વિકાસ ગૃહ 'ની હું ઉપપ્રમુખ તરીકેની ખુરશી શોભાવું છું. બોલો હવે લગ્ન ક્યારે કરીશું?"

"પરંતુ......તમને રસોઇ કરતા આવડે છે કે નહિ? અતુલે પ્રશ્ન કર્યો. અને લગ્ન માટે મેં હજુ ક્યાં નક્કી કર્યું છે."

"જુઓ શ્રીમાન, લગ્ન પછી તમને મોટો વારસો મળવાનો છે. અને મારાં જેવી ભણેલી ગણેલી આધુનિક યુવતી રસોઈ જેવી નકામી બાબત માટે સમય પણ ન ખર્ચી શકે. શું સમજ્યા?

વળી, હું તમારી સાથે લગ્ન કરવા ખુશી છું એટલે આપણી પચાસ ટકા વાત પાકી થઈ, હવે તમે હા કહો એટલે સો ટકા વાત સાચી થાય."

"આપે જાહેરાત બરાબર વાંચી નથી." યુવતીના આટલા લાંબા ભાષણથી અતુલમાં કંઈક હિંમત આવી હતી. એટલે તેણે આગળ ચલાવ્યું.

"મારે વિધવાની જરૂર છે. કુંવારી કન્યાને હું પરણી શકું તેમ નથી, માટે તમે નકામો મારો સમય વ્યર્થ ન બગાડો. આથી વધુ કાંઈ કહેવું ન હોય તો આપ જઈ શકો છો." અતુલે ચોખ્ખું સંભળાવ્યું.

"જુઓ હું જવા માટે નથી આવી. પરણવા માટે આવી છું. તમારે મારી સાથે લગ્ન કરવા જ પડશે. હું કાલે આ સમયે જ આવીશ. અને આ દરમ્યાન તમારે તમારો વિચાર ફેરવવો જ પડશે. નહિતર પછી જુઓ, આ શું છે? અને યુવતીએ લાંબુ અને તીક્ષ્ણ ધારવાળું ચપ્પુ કમરમાંથી ખેંચીને અતુલને બતાવ્યું. અને અતુલ ખરેખર ગભરાઈ ગયો. છેલ્લી ચેતવણી આપીને યુવતી ક્યારે ચાલી ગઇ તેનું પણ તેને ભાન ન રહ્યું. અને અતુલ પરસેવો લૂછતો ખુરશીમાં બેઠો. ત્યાં તો સલાહકારે બીજી કોઈ યુવતીના આગમનના સમાચાર આપ્યા.

અને એક ભીમકાય યુવતીએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો. અતુલ બઘાની માફક આ સ્થૂલકાય યુવતીને નીરખી રહ્યો. આવનાર યુવતીએ સીધો પ્રશ્ન કર્યો, "આપનું નામ જ અતુલકુમાર છે ને?"

"હા, મારું નામ જ અતુલકુમાર. પણ આપ...આપ કોને માટે આવ્યાં છો? શું આપ...આપની વિધવા પુત્રી માટે આવ્યાં છો?" અતુલે પણ ઉગ્ર બનતા પ્રશ્ન કર્યા.

"ના મારે પુત્રી છે જ નહિ" યુવતીએ ટૂંકો જ જવાબ આપ્યો.

"ત્યારે શું આપ આપની બહેન માટે......કે......પછી આપની ભત્રીજી માટે આવ્યાં છે?" અતુલે પ્રશ્નોત્તરી ચાલુ રાખી.

"મારે બહેન પણ નથી અને ભત્રીજી પણ નથી. સ્થૂલકાય યુવતીએ જવાબ આપ્યો.

"ત્યારે...આપ આવ્યાં છો કોને માટે? આપને પુત્રી નથી. –બહેન નથી, ભત્રીજી નથી તો પછી આપના આગમનનું પ્રયોજન? અતુલે એકી સાથે પ્રશ્નોની ઝડી વરસાવી.

"હું આવી છું મારે પોતાને માટે." આખરે યુવતીએ મહાન રહસ્યનો ભેદ ખોલ્યો.

"શું આપ આપના પુનર્લગ્ન બારામાં મારી સાથે વાત કરવા આવ્યાં છો? આપ તો મારાં સ્વર્ગસ્થ માતુશ્રી જેટલી ઉંમર ધરાવો છો. શું આપ વિધવા છો?"

"જી હા, હું વિધવા છું પણ કુંવારી–વિધવા. મેં લગ્ન પછી મારા પતિદેવનાં મુખારવિંદનાં દર્શન જ કર્યાં નથી એટલે હું મને કુંવારી વિધવા તરીકે ઓળખાવું છું. અને તમારી જાહેર ખબર વાંચીને એકદમ દોડી આવી છું. પણ મારા નસીબ સારાં છે કે હજુ આપે લગ્ન કર્યાં નથી. હવે બોલો, આપણે ક્યારે લગ્ન કરીશું? યુવતીએ પોતાના સંપૂર્ણ પરિચય અને ઇરાદો જણાવ્યો.

"ના મારું માનો તો આપ લગ્નનો વિચાર માંડી વાળો. આપ કોઇ સ્ત્રીઓની સંસ્થામાં જોડાઇ જાવ. આપની આ કાયાને

જોઈને ભાગ્યે જ કોઈ આપનો સ્વીકાર કરશે. વળી આપનો ખોરાક પણ કોઈ સંસ્થા જ પૂરો પાડી શકશે. મારું તો કામ નથી." અતુલે રોકડું પરખાવ્યું.

"તો શું તમે મને નાપસંદ કરો છો! શું મારો તિરસ્કાર કરો છો? તમને જરા પણ મારી દયા નથી આવતી? અરેરે, ભગવાન, મારા નસીબમાં પતિનું સુખ જ નથી, અને યુવતીએ રોદણાં ચાલુ કર્યાં.

"મારા ઉપર તો ભગવાને દયા કરી છે. હવે કેટલાની ઉપર એ બિચારો દયા કરે? આખા બ્રહ્માંડને એને સંભાળવાનું છે. હા, તો હવે આપ જઈ શકો છો. મારે બીજું કામ છે." અતુલે સીધી રજા જ આપી દીધી. અને નિરાશ વદને એ સ્થૂળકાય યુવતી ચાલી ગઈ.

અતુલે નિરાંતનો શ્વાસ લીધો. અને વિચારે ચઢ્યો. 'શું કોઈ વિધવા મને અનુરૂપ નહિ આવે? કાકાએ તો મને મુશ્કેલીમાં મૂકી દીધો. અને, આમ વિચાર કરતો અતુલ બેઠો હતો ત્યાં એક ખૂબ જ સુંદર અને સપ્રમાણ શરીરવાળી યુવતીએ પ્રવેશ કર્યો. આદર્શ વિધવાના પોષાકમાં આવનારી એ યુવતી શોભના હતી.

"આપનું નામ જ અતુલકુમાર?" શોભનાએ નમ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો.

અતુલ એકીટકે આવનાર યુવતીને જોઈ રહ્યો હતો. "જી હા, મારું નામ અતુલ. બેસો, કહો આપ શું આવ્યાં છો?'

"હું તમારી જાહેર ખબર વાંચીને આવી છું. હું ચાર જ માસ પહેલાં વિધવા થઈ છું." શોભનાએ નિર્દોષ ભાવથી ખુલ્લો જવાબ આપ્યો.

"શું આપના પતિ બીમારીમાં ચાર જ મહિના પહેલાં અવસાન પામ્યા?" વધુ જાણવાના આશયથી અતુલે પ્રશ્ન કર્યો.

"ના, માંદગીના બિછાનેથી એ સ્વર્ગે સિધાવ્યા હોત તો હું કાંઈક તેમની ચાકરી કરી શકત પરંતુ એને તો મોટરનો અકસ્માત નડયો અને એકાએક ચાલ્યા ગયા. અરેરે પ્રભુ." એટલું બોલીને શોભના રડવા લાગી.

"શું આપ રડો છો? રડો નહિ. મરી જવું એ આપણા હાથની વાત નથી. એ દોરી તો કુદરતે એના હાથમાં જ રાખી છે. માટે હિંમત રાખો. શું આપને કાંઈ બાલબચ્ચાં છે?" અતુલે આશ્વાસન આપી કહ્યું.

"શું આપ પણ એક વિધવાનું અપમાન કરો છો?" હિન્દુ ધર્મની વિધવા! હે ભગવાન! તું આટલો નિર્દય કેમ છો?" કહી ફરી શોભાના રડવા લાગી.

"મેં કયાં આપનું અપમાન કર્યું છે? પણ તમે રડો નહિ. શાંતિથી જવાબ આપો." અતુલને હજી એની ભૂલ સમજાઈ ન હતી.

"હજી ચાર જ માસ પહેલાં અમારાં લગ્ન થયાં હતાં. તેમાં બાળકનો અવકાશ કયાંથી? શું આ અપમાન નથી? શું વિધવાને ભગવાને આવા અપમાનના કડવા ઘૂંટડા ગળવા જ સરજી છે? આ કરતા તો ભગવાને મને ખેંચી લીધી હોત તો સારું હતું!" કહી યુવતીએ પુનઃ રડવા માંડયું.

"મારી ભૂલ થઈ. મને માફ કરો. મારો ઇરાદો અપમાન કરવાનો ન હતો. આપના તરફની લાગણીના પૂરમાં આવો મૂર્ખતા ભરેલો પ્રશ્ન પૂછી બેઠો." અતુલને પોતાની ભૂલ સમજાણી.

"હા, તો આપના કોઈ સગાસંબંધી નથી? આપ સ્વેચ્છાએ પુનર્લગ્ન કરવા તૈયાર છો?" અતુલે પણ ગંભીર બનીને પ્રશ્ન કર્યો.

"આ દુનિયામાં અત્યારે તો મારું કહી શકાય એવું કોઈ નથી. મા-બાપ તો નાની ઉંમરમાં જ અવસાન પામ્યાં છે. અને, ભાઈ છે પણ તે તો ભાભીથી દબાયેલો છે. એટલે નાછૂટકે પાપી પેટને ખાતર પણ એક ભવમાં બે ભવ કરવા પડે છે. બોલો હવે આપ શું જવાબ આપો છો?" શોભનાએ ખુલ્લો એકરાર કર્યો.

અને અતુલને પણ શોભના શાંત, સુશીલ અને સંસ્કારી લાગી. વળી દેખાવમાં પણ સુંદર હતી એટલે તુરત જ હા પાડી અને લગ્નની તૈયારી કરી.

બીજે દિવસે એક શાસ્ત્રીની હાજરીમાં બન્ને પરણી ઊતર્યાં. લગ્નવિધિ પછી યોજના મુજબ કોકિલા-વનિતા અને શોભનાનાં માતા-પિતા આવ્યાં અને આખી વાતનો ભંડો ફૂટી ગયો. પ્રથમ તો અતુલને વારસો જરી એ બાબત ખૂબ દુઃખ થયું. શોભનાને છેતરપીંડી કરવા માટે કડક શબ્દો કહ્યા પરંતુ કોકિલાએ પોતાના વાક્ચાતુર્યથી અતુલને એવો તો સમજાવ્યો કે એને પણ અત્યારે પોતાની ફરજ સમજાણી. અને પછી તો શોભનાના પિતાએ એક મોટો ભોજન સમારંભ યોજ્યો. અને શોભના પતિને ઘેર આવી.

ભૂતકાળના વિચાર કરતી શોભના બેઠી હતી ત્યાં તો અતુલ આવ્યો. શોભનાએ ઊઠીને અતુલને પ્રણામ કર્યા. અતુલે તેને ઊભી કરીને છાતી સરસી ચાંપી...અને આખરે શોભના પોતાની કુનેહથી સંસારજંગ જીતી ગઈ.

રમણીકલાલ નાનાલાલ માંકવાણી
(અનિલ)

# "મારી રોજનીશી"

એ આવી. પૂનમના ચાંદ જેવી આહ્‌લાદક શોભની લઈને આવી. મારું જીવન મધુર પુષ્પ સમ મઘમઘી ઊઠયું. મનના મોરલા જાણે ગહેકી ઊઠયા; અહોનિશ કોયલના નાદ સમ મધુર ગુંજનનો રસાસ્વાદ મણતાં માણતાં જાણે મન ધરાતું જ નથી. દિવસો ઝડપથી પસાર થઈ જતા હોય તેમ લાગે છે. ઇશ્કિની નશોખાઝી જાણે મારા પર સ્વાર થઇ ગઈ હોય તેમ લાગે છે. ગોરે ગોરે ગાલ વિખરાયેલા બાલ. અને મદઝરતી આંખોએ જાણે મારા પર કામણ બિછાવી દીધું હોય તેમ લાગે છે; આ અનારકલી મારા ભાગ્યમાંથી ભાગ્યવિધાતા છીનવી તો નહિ લે ને? જીવનતર શું આ સાથ ટકી શકશે? પરંતુ કેમ જાણે કોઈ અમંગળ ગગનભેદી ઓળા મારા શંકાશીલ મગજને કોઈ અગમ્ય ગોચરમાં શા માટે ધકેલી રહ્યા છે. ખુદા જાણે......

ઘડિયાળમાં બારના ટકોરા પડી રહ્યા છે. નિઃસ્તબ્ધ રાત્રિ ચુપચુપ જઈ રહી છે. તમરાના અવાજ સિવાય બધેય શાંતિ છે. કયારેક કયારેક આલબેલ પોકારતા છડીદારનો અવાજ આવી રહ્યો છે. આજે મને આ શું થયું છે? નિદ્રા પણ વેરણ થઇ છે. મારા પર પ્રાણથીય અધિક પ્યાર રાખનાર મારી શૈલુ પર મને આ શંકા શા માટે ઊપજે છે. મારી પાસે શું નથી. નોકરી, પૈસો, સ્વાસ્થ્ય તથા અખૂટ પ્યાર પણ હું કરી શકું છું. અને શૈલુ પણ મારા પર અગાધ પ્યાર ધરાવે છે. અને કયારેય અપ્રસન્નતાની લાગણી મુખ પર ન આણનાર મારી પ્રિયતમા પર હું આજ શંકા

શીલ નજરથી શા માટે જોઈ રહ્યો છું ? સગાંસંબંધી સાથે હસે બોલે તેમાં મને મારી શૈલુની બેવફાઈની બદબૂ શા માટે આવી રહી છે ખરેખર, અતિ પ્રેમ માનવીને તેના પ્રિય પાત્ર સાથે ખૂબ જ ભયંકર રીતે વિનાશની ગર્તામાં ગબડાવી મૂકે છે. પરંતુ આજે મને બરબાદીને આમંત્રણ આપતા આવા અમંગળ વિચારો શા માટે આવી રહ્યા છે. ખુદા જાણે......

શૈલુ આજ મારી અપ્રસન્નતાનું કારણ જાણવા ખૂબ જ રડી રડીને થાકીને મારા પગ પાસે ઢગલો થઈને નિદ્રાધીન થઈ ચૂકી છે. આંખો સૂજી ગઈ છે. ક્યારેક ક્યારેક નિદ્રામાં પણ રડી લે છે. મારું અપ્રસન્નતાનું કારણ જણાવી દઉં ? પણ તેના હૃદયે આઘાત તો નહિ લાગે ને ? પણ હું શું કરું ? શંકા આજ મારી સામે વેરણ બનીને ખડી છે. મારું બધુંય જવા બેઠું છે. પણ આ કમબખ્ત શંકા નથી જતી. શૈલુને પૂછું તો ? તે ખુલાસો કરશે ? કદાચ ન બનવાનું બની જશે તો ? પણ હું શા માટે પૂછું તેણે જ ખુલાસો કરવો જોઈએને ? હું પણ કેવો છું કે બિચારીને મારી અપ્રસન્નતાનું કારણ જણાવવા જ ક્યાં દીધું છે કે તે બિચારી ખુલાસો કરે.

હવે શૈલુ પણ જક્કી અને બેદરકાર બનતી જાય છે. મારી જાણે એને પડી નથી. કામ ઉપરથી કંટાળીને થાકેલ પગલે આવું છું ત્યારે તે પાડોશી રમાબહેનને ત્યાં ગપ્પાં મારતી બેઠી હોય છે. અને જ્યારે બોલાવું છું ત્યારે પંદરેક મિનિટ પછી મોડી મોડી આવે છે. જમવાનું પીરસીને મારી સામે બેસીને ટગર ટગર જોઈ રહી હોય છે. જાણે મારામાં કંઈક શોધી રહી હોય તેમ મને લાગે છે ? અને જ્યારે હું જમતો જમતો તેની સાથે નજર મિલાવું છું. ત્યારે તેની નજર કયા ભારથી ઝૂકી જાય છે. હોઠ બોલવા માટે

ફફડતા હોય તેમ લાગે છે. પરંતુ બોલી કેમ નહિ શકતા હોય કોઈ અપરાધે તો તેનું મુખ બંધ નહિં કરી દીધું હોયને? ખુદા જાણે...

પૂનમની રાતનો ચાંદ જાણે વિયોગી જનોને વિયોગથી દાઝેલા હૃદય પર મલમપટ્ટી કરવા પોતાના અમૃત શાં કિરણો વરસાવી રહ્યો છે. પરંતુ એ બિચારાને કયાંથી ખબર કે પોતે ચાંદની નથી વરસાવતો પણ કોઈના ક્ષુબ્ધ થયેલા હૃદય પર તેના પિયુની યાદ દેવડાવી ઝખ્મ પર નિમક છાંટવાનું કામ કરી રહ્યો છે, તેની શું ખબર બિચારાને?

બપોરે જમી પરવારીને હું રવિવાર હોવાથી આરામ-ખુરશીમાં આરામ લઈ રહ્યો હતો. તંદ્રામાં પડી જઈ ગત સમયનું અવલોકન કરી રહ્યો હતો. કમબખ્ત રવિવારનો જ એ દિવસ હતો. શૈલુ આજ ખુશમિજાજમાં છે. તેના પિયરથી તેનો કોલેજનો સાથી પ્રિયકર આવેલ છે. બન્નેએ આખો દિવસ વાતચીતમાં જ કાઢેલ છે. વાતો જાણે ખૂટતી જ નથી. ત્રણેક દિવસ રોકાઈ એ ભાઈ સાહેબ ગયા. પરંતુ મારા માટે શંકાની એક ચિનગારી પણ મૂકતા ગયા.

એ એ જ પાત્ર છે કે જેમાં કોલેજના સાથી પ્રિયકરે શૈલુના અને પોતાના પરસ્પર પ્રેમનો એકરાર કર્યો હતો. અને લગ્ન કરવા સુધી બન્ને સંમત હતાં. પણ સમાજે દીવાલ ખડી કરી. અને પરન્યાતના હોવાથી આ સંબંધ મંજૂર કરવાની સાફ સાફ ના પાડી લગ્ન ન થઈ શકયાં. તેવી વાત લખી હતી. આટલી હદ સુધી જેણે છૂટ લીધી હોય તેની શું ખાત્રી? કદાચ પલુ પણ અપવિત્ર હોય તો? જેને હું પવિત્રતા, સદાચાર, અને પ્યારની દેવી માનતો આવ્યો છું તે અપવિત્ર હોઈ જ કેમ શકે. સ્ત્રીઓ બધું જ સહન કરી શકે છે. પરંતુ કલંકિનીનું બિરુદ તો હરગીજ સહન નથી કરી શકતી પરંતુ પ્રિયકરને આવો પત્ર લખવાની જરૂર જ શું હતી. સાચો

પ્રેમ કરવાની આપીને ભવ્ય બને છે. કરવાની લઈને નહિ તો આ કયા પ્રકારનો પ્રેમી ગણવો કે જે એકનારમાં પોતાના પ્રિય પાત્રનું સર્વસ્વ કના કરવા તૈયાર થયો છે...ખરેખર પામર માનવી...

શૈલુ આજ તેની બહેનપણીને ત્યાં બેસવા ગઈ છે. તેની કપડાંની બેગ ખોલવાની શા માટે મને સ્ચા છથાય છે. ખોલું? ખોલવા દેને. આ શું? આ નાની ડાયરી શાની છે વાંચું! વાંચી લેવા દેને... હમણાં હમણાં એ મારાથી દૂર ને દૂર શા માટે રહે છે. મારી સાથે બોલતા પણ નથી. આખો દિવસ બહાર જ રહે છે. નવરાશના વખતમાં બુક લઈને બેસી રહે છે. આંખો તો બુકમાં હોય છે પણ મન બહાર ભટકતું હોય તેમ લાગે છે. મારી શું ભૂલ થઈ હશે. સુધાકર આવ્યા બાદ જ અતડા અતડા થઈને ફરે છે. શું સુધાકરે મારા બાબત કંઈ કહ્યું હશે? અત્યારે તો હું સુધાકરને ભાઈ તરીકે માની ચૂકી છું. વીતેલા સમય સાથે મારા તથા સુધાકરના પ્રણય પર પડદો પડી ચૂક્યો છે. પ્રેમ કરવો તે પાપ નથી ને? પરંતુ ઈશ્વરનો આભાર માનું છું કે હું મારું શીલ અખંડ રાખી શકું છું. સુધાકરને જરાય મચક આપી નથી. માનસિક પ્યાર શું માનવીને ભ્રષ્ટ કરી શકે છે? હરગીઝ નહિ. તો હું શુધ્ધ છું. દુનિયાને મારા ચારિત્ર્ય પર ઈતબાર ન હોય તો મારી કસોટી કરી લે. પરંતુ હું મારા ચારિત્ર્ય પર મફતની બદનામી હું કદી પણ સહન નહીં કરી શકું. ઝેર પી લું? પણ તો પછી એમનું શું થાશે? શું આ દુઃખનો કદી નિવેડો નહિ આવે?

સંધ્યાના રતુમડા રંગો પૃથ્વી પર ફેલાઇ રહ્યા છે. સૂર્ય અસ્ત થઈ રહ્યો છે. પક્ષીઓ માળા તરફ જઈ રહ્યા છે. પણ હજુ સુધી શૈલુ કેમ નહિ આવી હોય અત્યાર સુધી બેસી રહેવાય? લાવ જરા ફોન કરવા દે. હલો, કોણ વિજયાબહેન? શૈલુ ત્યાં આવી છે? હેં, નથી આવી તો કયાં ગઇ હશે? અરે ભગવાન આ શું થયું

એકું છે. શૈલુ કદાચ આપઘાત તો નહિ કરી બેસેને...? ભલું પૂછવું. મેં બિચારીને હમણા હમણાં ઘણું દુઃખ દીધું છે. ન કહેવાના શબ્દો પણ કહ્યા છે. અરે ભગવાન મારું શું થાશે. આ શંકાશીલ મગજ મારું સર્વસ્વ છીનવી લેવા બેઠું છે. આ શું, રે ચક્કર સાથ મારું માથું ભમી કેમ રહયું છે? સ્થિર ઊભા પણ નથી શકાતું પડી જઇશ તો આ કાજલ સમ અંધારું મને જાણે ઘેરી રહ્યું છે. ઓહ.......ઓહ.......!

આ ખાટલો શાનો? આટલા બધા માનવી શાને? આ ડૉક્ટર મારો હાથ કેમ તપાસે છે? શું હું ખરેખર બિમાર છું કે મને બિમાર પાડી દેવામાં આવ્યો છે. હુ કોઈ વિચિત્ર પ્રાણી હોઉં તેમ બધા મારી સામે તાકી તાકીને કેમ જોઈ રહ્યા છે. હવે સમજાય છે...કે થોડા વખત પહેલા મને ચક્કર આવતાં હતા. પણ અત્યારે તો હું તંદુરસ્ત છું. મહેરબાની કરીને જાવ ભાઈઓ. આપ આપને ઘેર જાવ...

બોલ, શૈલું તું બોલતી કેમ નથી. ખરેખર શૈલુ મેં તારો માફ ન કરી શકાય તેવો અપરાધ કર્યો છે. શું તું અપરાધી છે? નહિ શૈલુ-જૂઠું ન બોલ તને મારા સોગંદ. અરે ભગવાન તું મને મારા અપરાધોની સખ્તમાં સખ્ત સજા દે......શૈલુ ધ્રુસકે ધ્રુસકે રડી પડે છે. નહિ વહાલા હું જ ખરેખર અપરાધિની છું હું તમને ન ઓળખી શકીયા. હવે હું ક્યાંય બહાર જઇશ નહિ. તમારી પાસે જ બેસી રહીશ. પ્યારા મેં તમારો ખૂબ જ અપરાધ કર્યો છે. મને માફ કરશો ને...? વૃક્ષને વીંટળાઈ વળતી વેલી સમ શૈલુને વીંટળાતી જોઇ, દીપક મંદ મંદ હાસ્ય હસતો ઝાંખો કેમ પડી રહ્યો છે? અતૃપ્ત આત્માના ઉલ્લાસ પાસે ઝાંખો પડી જતો દીપક પોતાની હસતી ટકાવી રાખવા નિરર્થક તથા મૂર્ખાઈ ભરેલી છે તેમ માનીને તો ઝાંખો નહિ પડી જતો હોય ને.

રતિલાલ ભટ્ટ

# હેતનાં પારખાં

ટન...ટન...ટન...કરતાં ઘડિયાળમાં અગિયાર ડંકા વાગ્યા. અને સાથે જ રમેશ વિચારતંદ્રામાંથી જાગ્યો. ફરી તેવી નજર નીરાંના પત્ર પર પડી–ફરીને પત્ર તેણે ઝડીવાર વાંચ્યો અને નહિ જ, આવું બનવું જ ન જોઈએ. શું તેં મને કદી છોડી દેત? તે બબડયો. વધુ એકવાર તેણે નીરાંનો, નહિ નીરાંએ લખાવેલો પત્ર વાંચ્યો.

રમેશ,

આ પત્ર લખાવતાં મને દુઃખ અને સાથોસાથ આનંદ થાય છે. મારી ઘેલછા હસવા જેવી લાગે તે સ્વાભાવિક છે.

જ્યારથી આપણું સગપણ થયું ત્યારથી જ મેં તને મારા હૃદયસિંહાસન પર બેસાડયો છે, તારી જ પૂજા કરી છે અને તારી જ તસ્વીર હૃદયમાં કોતરી છે, અને હવે તને છોડતાં મને દુઃખ થાય છે પણ ખેર વિધિએ એવું જ ધાર્યું હશે!

તને મારા કરતાં પણ યોગ્ય પાત્ર મળશે. તે વિચારતાં આનંદ થાય છે; તું મને છોડી બીજી સારી યુવતી શોધી લેજે.

મારા તને છેલ્લે નમસ્તે.

લિ. તારી. (?) નીરાં

નીરાં એ રમેશની ભાવિ પત્ની હતી. તેનું અને રમેશનું સગપણ બન્નેનાં માતાપિતાની પસંદગીથી થયું હતું. બન્ને વચ્ચે અતૂટ પ્રેમ હતો, પણ તેમના પ્રણય રાહ પર કંટકો વેરાયાં. ભાવિને આ યુગલની ઈર્ષા થઈ આવી, તેમના લગ્ન થવાને હજુ બે મહિનાની વાર હતી ત્યાં નીરાં શીતળાનો ભોગ બની તેનું ગૌર અને

સુંવાળું શરીર કદરૂપું બની ગયું. પોતાના કદરૂપાપણાને લઈને રમેશને ભોગવવું પડે તે નીરાંને અસહ્ય લાગ્યું અને તેણે સગપણ તોડવાની સંમતિ કકડતે હૃદયે રમેશને ઉપર્યુક્ત પત્રમાં આપી પણ દીધી.

રમેશ હાથમાં પત્ર લઈને ફરી વિચારમાં ગરકાવ થઈ ગયો. "નીરાં તો તેની તે રહી છે, તો પછી તેને શા માટે છોડવી? તેનો બાહ્ય દેખાવ બદલાયો પણ તેમાં તે શું કરે? તેનું હૃદય થોડું જ બદલાયું છે? કદાચ તેને બદલે હું આનો ભોગ બન્યો હોત તો તે શું મને છોડી દેવા તૈયાર થાત? ના, ના, નીરાં મારી જ છે." છેલ્લું વાક્ય તે જોરથી બોલ્યો અને પછી નીરાંને ન છોડવાનો વિચાર કરી તે શાંતિથી નિદ્રાની ગોદમાં લપાઈ ગયો.

રમેશનાં માતાપિતા, મિત્રો અને નીરાંના સંબંધીઓએ પણ સમજાવ્યો, પણ તે તો એક જ વાત પકડીને બેઠો. "હું નીરાની સ્થિતિમાં હોત તો તે શું મને તરછોડત?" રમેશની ત્યાગવૃત્તિ આગળ બધાં માનથી નમી પડ્યાં. આમ નીરાં અને રમેશે પ્રભુતામાં પગલાં માંડ્યાં.

દિવસો વીતવા લાગ્યા. પરન્તુ આ લગ્નથી નીરાંને આનંદ થયો નહિ. તેને દિલમાં ખટક્યા જ કરતું કે પોતે રમેશને લાયક નથી. તે હર હમેંશ ઉમેશ ઉદાસ રહેતી. રમેશ તેને આનંદમાં લાવવા અનેક પ્રયત્નો કરતો. રમેશ કહેતો, "નીરાં! તું મને સુખી જોવા ઇચ્છે છે ને?"

"હા! વળી તેમાં તેં શું વળી નવું કહ્યું?"

"તો સાંભળ નીરાં! તું આનંદમાં રહે તે જ મારે મન સ્વર્ગનો આનંદ છે. તને ઉદાસ જોઈ મારું દિલ કેટલી ગ્લાનિ અનુભવે છે તે તું જાણે છે!"

"પણ રમેશ! હું શું કરું. મને હંમેશ લાગ્યા જ કરે છે કે મેં તારું કંઈક ખૂંચવી લીધું છે."

"સાચ્ચે જ નીરાં! તેં મારી પાસેથી લગ્ન પહેલાંનો હસમુખો સ્વભાવ છીનવી લીધો છે. બોલ આપશે પાછો? જોયું હસીને?" કહી તે નીરાંને ગલીપચી કરાવી હસાવી દેતો.

આમ દિવસો વીતવા લાગ્યા. હવે નીરાં પણ આનંદમાં રહેવા લાગી. તેના સાસુસસરા પણ આ પ્રેમળ દંપતીને મીઠી નજરે જોઈ રહેતાં. પણ તેમને એક જ ખોટ સાલતી. કારણ તેમનો ખોળો ખૂંદનાર કોઈ હતો નહિ. બે વર્ષનાં વહાણાં વાઈ ગયાં.

રમેશ પ્રોફેસર હતો. આ યુવાન પ્રોફેસર કામદેવનો અવતાર હતો. તે જ્યારે જ્યારે ભાષણ આપતો ત્યારે તેના મોંમાંથી સરસ્વતી વહી જતી. સોનામાં સુગંધનો સુમેળ રમેશના વ્યક્તિત્વમાં જોવામાં આવતો. રમેશનો પરિચય સાધવા ઘણી કોલેજની યુવતીઓ મથતી પણ તેમાં તેઓ ફાવતી નહિ. રમેશ યુવતીઓ આગળ શરમાતો અને તેઓની જોડે કામ પૂરતું જ બોલતો.

યૌવનના વનમાં ક્યારે કયો માણસ ભૂલો પડે છે, તે કહેવું મુશ્કેલ છે. આ વનમાં વિહાર કરતાં માનવીઓ ભાગ્યે જ સચ્ચાઈની દોરી પકડી ચાલી શકે છે. વનના મધ્યમાં આવીને અંતને કિનારે પહોંચતાં પહેલાં આંખ સામે ભયંકર ખીણ આવકારતી દેખાય છે. તેને પાર કરવા તલસતું દિલ વ્રતની આંધીમાં લપસીને ખીણમાં વિલીન થઇ જાય છે. નીતા કોલેજમાં દાખલ થઈ ને આ સાથે જ રમેશના જીવને નવો વળાંક લીધો.

નીતાનાં કોલેજના આગમનને દિવસે જ રમેશ નીતાનાં વર્ગમાં પિરિયડ લેવા ગયો. નીતાની પાતળી દેહલતા, શુભ્ર જેવો શ્વેત વર્ણ,

ચણોઠી જેવા લાલ ઓષ્ઠ અને લજામણીના છોડ જેવી નાજુકતા અને નયનોમાંથી નીતરતી મદિરામાં કોઈપણ યોદ્ધાને નમાવી દેવાની તાકાત હતી. રમેશ પણ પ્રથમ દૃષ્ટિએ જ તેના તરફ આકાર્યાયો. તેણે એ આકર્ષણમાંથી પર આવવાનો નિશ્ચય કર્યો પણ આમ કરવા જતાં તે તેમાં વધુ લપેટાયો. આ આકર્ષણે કોલેજના મેળાવડામાં નવો જ પલટો લીધો.

નસીબયોગે કોલેજના નાટકમાં રમેશ અને નીતા નાયક અને નાયિકા હતાં. નાયકમાં પણ રમેશને પ્રોફેસરનું પાત્ર ભજવવાનું હતું. અને નીતા તેની વિદ્યાર્થિની હતી. પરિણીત પ્રોફેસર આ વિદ્યાર્થિનીના પરિચયમાં આવી પત્નીને તરછોડવા તૈયાર થઈ ગયો. વિદ્યાર્થિનીના પાત્રમાં નીતા તખ્ત પર બોલી, "પરાગ તું જિંદગી ભર મારી સાથે રહીશને? આજે તો તારે મારી જોડે ચિત્ર જોવા આવવું જ પડશે."

પરાગના પાત્રમાં રમેશ બોલ્યો "નીતા મારી નીતા, તારા વગર હવે કોની જોડે જિંદગી વીતાવીશ ?"

બન્નેએ પોતાનાં પાત્રો ખૂબ જ સારી રીતે ભજવ્યાં. તેઓનો અભિનય એટલો તો સ્વાભાવિક હતો કે જ્યારે મેળાવડો પૂરો થયો ત્યારે પણ તેમના સંવાદ સાંભળનારના કાનમાં પડઘા પાડી રહ્યા હતા. સૌ મુક્ત કંઠે તેઓની પ્રશંસા કરતાં હતાં.

પરંતુ આ બાજુ નીતા અને રમેશ એકબીજા જોડે જીવન ગુજારવાનો નિર્ણય કરી બેઠાં.

રમેશ નીરાને ભૂલી ગયો. તેને સુખી કરવાનાં સ્વપ્નો સ્વપ્ન જ રહી ગયાં. તેને બદલે નીતાના સહવાસમાં રહેલા કાલ્પનિક સુખમાં

આનંદ માણવા લાગ્યો. નીરાં તેને કંટક જેવી લાગી. તે શળ કેમ દૂર કરવું તે વિચારતો.

નીરાંએ કોલેજનું શિક્ષણ લીધેલ. તે આવા બનાવોથી અજાણ ન હતી. તે રમેશનો પલટો જોઈ ન શકે તેટલી અણસમજુ ન હતી. રમેશને આ મૃગજળથી દૂર રહેવા તેણે સમજાવ્યો, પણ પથ્થર પર પાણી. નીતાની રૂપમાધુરીનો ભોગ બનેલો રમેશ સાચુંખોટું સમજવાની સમજણ શકિત ગુમાવી બેઠેલો.

સાગર જેવું વિશાળ હૃદય ધરાવતી નીરાંએ વગર આનાકાનીએ રમેશનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. આ વાતની ગંધ સરખી પણ તેનાં સાસુસસરાને આવવા ન દીધી. જ્યારે રમેશ અને નીતા નાસી ગયાં ત્યારે નીરાંના સાસુસસરાને જાણ થઇ. નીરાંએ સ્વસ્થતા ગુમાવ્યા વગર પોતાનું અને સાસુસસરાનું પેટ ભરવા માટે શિક્ષિકાની નોકરી સ્વીકારી લીધી. ન તો તેના દિલે શોક અનુભવ્યો ન તેનાં નયનોએ અશ્રુ વરસાવ્યાં.

નીતા કરોડાપતિ પિતાનું માત્ર એક સંતાન લાડકોડમાં ઊછરેલી આ યુવતીને રમેશ સાથે પરણવાનો કોઈ જાતનો વાંધો ન આવ્યો. નીતા અને રમેશ નીલગગનમાં પંખીની જેમ આકાશમાં ઊડયાં કરતાં. તેમને કશાની ચિન્તા ન હતી. પાણી માંગતાં દૂધ હાજર થતું. આવી સ્થિતિમાં મહેનત કરવાની કયાં જરૂર હતી?

દિવસો વીત્યા અને આ પ્રણયપંખીડાં વાસ્તવિક દુનિયા પર આવ્યાં. તેમને દુનિયાદારીનું ભાન આવ્યું. રમેશે તેના સસારની પેઢી સંભાળી અને અને એકલી પડતાં નીતાને તેનું નાટય તખ્ત યાદ આવ્યું. તે હવે મોટે ભાગે સામાજિક કાર્યોમાં ભાગ લેતી રાત્રિ સિવાય રમેશ અને નીતા ભાગ્યે જ મળતાં.

જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ રમેશને થવા લાગ્યું કે તેનું જીવન વેરાન બની ગયું છે. નીતા પહેલાં જેવો સ્નેહ દેખાડતી નહિ. નીતા હવે તો બહાર ગામ પણ જવા લાગી. તે જેમ જેમ બહારનાં કાર્યોમાં ભાગ લેવા લાગી તેમ તેમ રમેશ પ્રત્યે બેદરકાર રહેવા લાગી.

એક દિવસની વાત છે. રવિવારની સાંજ હતી. નીતા આજે કોઈપણ કાર્યક્રમમાં જવાની ન હતી. રમેશને પણ પેઢીની ચિન્તા ન હતી. ઘણા વખત પછી બન્ને આનંદમાં બેઠાં હતાં. અચાનક જ રમેશે, "નીતા આજે ફરવા જઈશું?" પ્રસ્તાવ મૂક્યો અને નીતાએ સ્વીકાર પણ કર્યો. તૈયાર થઈને બન્ને ગાડીમાં બેઠાં. રમેશે પૂર ઝડપે ગાડી હંકારી. વાતોમાં ને વાતોમાં રમેશે ગાડી પરનો કાબૂ છોડી દીધો ગાડી નીચેની ખીણમાં સરકી ગઈ.

રમેશ ખૂબ જ ઘાયલ થયો. પરંતુ નીતાને જરા સરખી પણ ઈજા પહોંચી ન હતી. તેણે મદદ માટેની બૂમ પાડીને માનવ મેદની ભેગી કરી રમેશને તાત્કાલિક દવાખાને પહોંચાડવામાં આવ્યો અને નીતા તો જરા પણ સ્વસ્થતા ગુમાવ્યા વગર પોતાને ઘેર ગઈ. પિતાને અકસ્માતની વાત કરી. નીતાના આવા ઠંડા વર્તન બદલ પિતાને ગુસ્સો આવ્યો પણ એ પ્રગટ કરવો ઉચિત ન લાગતાં તે દવાખાને ગયા.

નીતા તો જાણે કશું જ બન્યું નથી તેવી સ્વસ્થતા ધારણ કરી નિદ્રાદેવીની ગોદમાં લપાઈ ગઈ. બીજે દિવસે મોડી સવારે દવાખાને ગઈ. રમેશ દુઃખમાં કણસતો હતો. તેના પગને ખૂબ ઈજા પહોંચેલી અને આખા શરીરને નુકસાન કરે તે પહેલાં તેના બન્ને પગને શરીરથી જુદા કરવામાં આવેલ. રમેશ અપંગ બન્યો. અપંગ રમેશને જોઈને નીતા બરાડી ઊઠી, "રમેશ! તેં તારા પગ શા માટે કાપવા દીધા? તારી સંમતિ વગર તો ઓપરેશન થયું જ નહિ હોય?"

"પણ નીના, આમાં મારી સંમતિ લેવાઈ જ ન હતી. અને આમ કરવું જ યોગ્ય હતું."

"યોગ્ય કેવું હતું તે તો હવે સમજાશે." કહેતી નીના પગ પછાડતી રમેશને એકલો મૂકી ચાલી ગઈ. બપોરે તે આવી ત્યારે તે એકલી ન હતી પરંતુ સાથે એક આધેડ વયના પુરુષ પણ હતા. રમેશ કંઈ વિચારે તે પહેલાં જ નીતા બોલી: "જો રમેશ, આ વકીલ તારી સહી લેવા આવ્યા છે. હું તારા જેવા અપંગ જોડે જીવન વિતાવું તે તને પોતાને અયોગ્ય નથી લાગતું ? મને નથી લાગતું કે તું "ડાયવોર્સ"માં વાંધો લે..? કેટલી ક્રૂરતા !

"ના નીતા, મને કોઈપણ જાતનો વાંધો નથી. તું આજથી છુટ્ટી છે." ગળગળા સ્વરે રમેશ બોલ્યો. એમાંથી કોની મહત્તા વધારે 'પ્રેમની' કે 'બલિદાનની' ?

આ વાત બન્યા પછી એક મહિના બાદ ઘોડીની મદદથી ચાલતા એક મુસાફરે આવી નીરાંના બારણા પર ટકોરા માર્યા. બપોરનો સમય હોવાથી નીરાંનાં સાસુ-સસરા આરામ લેતાં હતાં. નીરાં શાળાનું અધૂરું રહેલું કાર્ય પુરું કરતી હતી. તે અચાનક ટકોરાથી ચમકી. તેણે બારણું ખોલ્યું, "રમેશ તું ?" કહેતાં તે અજાણી વ્યક્તિને ભેટી પડી.

રમેશ પણ જાણે તેને હૃદયમાં સમાવી દેવા ન માગતો હોય તેમ તેને હૃદય સરસી ચાંપી બોલી ઊઠયો, "નીરાં, હા, હું ! બોલ આ અપંગને પાળીશ ?"

"રમેશ ! મારા હૃદયદેવ આવું અમંગળ ન બોલો. હું તમારી પ્રતીક્ષા જ કરતી હતી. આખરે મારી આશા ફળી." કહેતી નીરાં રમેશને ભેટી પડી.

કુ. મધુરી જે. ઠક્કર (કંપાલા)

# દરદી

સુરમ્ય સવારે, મંગળ ઘડીએ, આવ્યો દરદી એક,
રોતો-કકળતો, બૂમો પાડતો, દીઠો દરદી એક.
"ટાઢ વાય ને આવે તાવ, દુખે માથું ને ઊલટી થાય,
તન તૂટે ને ચેન પડે નહિ (જાણે) મૃત્યુ સમીપ જણાય.

ડૉક્ટર સાહેબ મરી ગયો હું, તપાસો તન મારું,
અકસીર એવું ઔષધ આપો, સત્વર થાય સારું,
મીઠી-મીઠી દવા આપજો, પથ્યા-પથ્ય પણ કહેજો,
ઇન્જેક્શન ના ખપે મુજને, પીવાની દવા જ દેજો.'

તાવ તપાસ્યો, નાડી નીરખી, જોયાં પેટ ને છાતી,
નળી મૂકીને સાંભળી જોયું, ડૉક્ટરે નિદાન કીધું.
કહે ડૉક્ટર, "ભાઈ તુજને, નથી દરદ કંઈ મોટું;
સામાન્ય એવા તાવમાં, મિથ્યા ડરે તે ખોટું.
આરામ કરજે, દવા આ પીજે, સાત્વિક ખોરાક ખાજે,
બે-ત્રણ દિનમાં સારું થાશે, ફોગટ ફિકર ન કાજે."
દવા લેઈને દરદી સિધાવ્યો, રસ્તા ઉપર આવે,
"પૂછતાં ભૂલ્યો ખાવાનું શું?" એમ કહી પાછો આવે,

ડૉક્ટર બોલ્યા, "દૂધ લેજે ભાઈ, ખૂબ તું પાણી પીજે,
સાબુદાણાની કાંજી લેજે, ચા કોફી પણ સારાં,
ફર્ણિક સુધારો લાગે ત્યારે, હળવો ખોરાક ખાજે."
વિદાય લીધી બીજી વારે, પહોંચ્યો પોળને નાકે,
વિચાર આવ્યો, "પૂછવામાં રહી ગયું થોડું બાકી"
ફરીથી આવ્યો દવાખાને, 'ડૉક્ટર, ડૉક્ટર,' પોકારી,

"તેલ મરચું ને ખટાશ ખાઉં કે ? શંકા મને બહુ ભારી,"
"થોડું થોડું બધું જ ખાજો, અતિશય કરે નુકસાન."
એમ ડૉક્ટરનો ઉત્તર મળતાં, પુનઃ કર્યું પ્રયાણ-
ગયા ન ગમામાં યાદ આવ્યું, 'ભૂલ્યો પૂછવાનું ખાસ,'
વળી આવ્યો ડૉક્ટર પાસે, માથું ખંજવાળી ઊભો.
"ડૉક્ટર સાહેબ ! માફ કરજો, છેલ્લો ખુલાસો કરજો,
ખાવાની વિગત વિશેષ આપી, સંકટ મારું હરજો.
મિષ્ટાન્નનો શોખ મુજને, ફરસાણની જેમ
ભજીયાં ઢોકળાં, ધારી પૂરી, ને લાડુ ખાવાનું કેમ ?
ગ્રાચું ગેરું, ખાટું ખોરું, ખાવાનાં બહુ હોંશ,
પૂરી પકોડી, દહીં-વડાં, ને ભેળ ખાવાનું શું ?
રાહ જુએ બ્હાર દરદી બીજાં, ડૉક્ટરને ક્રોધ વ્યાપ્યો,
"જીવ ખાધો આજે તો મારો," કહી વળતાં ઉત્તર આપ્યો,
"ખાજો સઘળું, પીજો સઘળું, મૂક તું માથાકૂટ-
એક ન ખાજો મસ્તક મારું, બીજાં બધાંની છૂટ.
પેશન્ટ, ખરેખર પેશન્ટ બનજો, ઇમ્પેશન્ટ ન થવાય,
હિમ્મત, ધીરજ, શ્રદ્ધા ધરજો, દરદ દબાઈ જાય."

ડૉ. હિંમતલાલ હરજીવનદાસ આડતિયા

# ગિરિરાજ કેનિયા

અહીં જુઓ આ ઊંચો કેનિયા ગિરિરાજ દીસંતો,
મહાવીર યોદ્ધા શો અડીખમ ઊભો કીર્તિવંતો,
પ્રચંડ કાય ધરીને,
ઊંચે ગગન અડીને.
એના દેહે ભરી ભરી આ ઘાટઘોર વનરાઈ,
ધીર અને ગંભીર સરિતા તરુવરોએ છાઈ,
ઝરે ઝરણ વારિનાં,
ઝૂકે ઝૂંડ ઝાડીનાં.
દ્રુમદલો, વનવેલ અને પલ્લવ, ફૂલે ફુલેલો,
વાયુનાં સંગીત સુણીને પુલકિત હૃદય ભરેલો,
જાણે વ્યોમ વસેલો,
અચળ બની ઊભેલો.
મનગમતી જ્યાં મોજ કરે એ મહાકાય માતંગો,
ઊંચી ડોકે જીરાફ ફરતાં, કોમલાંગી સારંગો.
પિતા સમો એ પાળી
જતન કરે સંભાળી.
ચટાપટાળા રાની ઘોડા ચિત્તા તો ચોપાસે
કપિરાજ બેબુન વસે જ્યાં વૃક્ષતણા આવાસે,
ભમે ભોંય ભુજંગો,
વિવિધ ધરીને રંગો.
મસ્તક ઉપર ધરી શિંગ વિકરાળ મહિષો ફરતા,
સ્થૂલકાય કુંજર શા ગેંડા નીચી નજરે ચરતા,
શિયાળ ને ઝરખોમાં
ઝૂંડ દીસે ભૂંડોનાં.

ગગન ગજાવી નાખે એવાં કરે સિંહ ત્રાડન,
કરાલમુખી કેશરી એ કંપાવી મૂકે વન,
પડઘા પડે કરાડે,
ગાજે પથ્થર પહાડે.
ધરી હિમશૃંગો આકાશે સૌનાં મન હરી લેતો,
પ્રવાસી ને શિકારી દૂરનાને આવાહન દેતો,
આંખે અમી ભરીને,
દૂરથી સાદ કરીને.

એના પથરે પથરે પાકયા સૈનિક ને સામંતો,
નામી દેશે વસે ધુરંધર, ધનિક ને ગુણવંતો.
દેતો દુઆ નિરંતર,
પ્રેરક બની સદંતર.
ઘડી દાંત દેખાડે હસતાં, ઘડી મુખ સંતાડે,
ઘડીક એનો દેહ ઢાંકતો આખો મેઘની આડે,
દૂર રઢિયાળો દીસે,
જુએ જન અનિમિષે.
ધોધપછાડો, સિંહગર્જના, મેઘનાદ ઉછરવતો,
વિહંગ, વહેતાં વારિકેરા મીઠા કલરવ સુણતો,
ડગે ન ઝંઝાવાતે,
ધરે ધીરજ નિરાંતે.
ગૌરવવંતો ગિરિ કેનિયા કંઈક નવીન શીખવતો,
સહિષ્ણુતા, સર્જનતા, સમાનતાની જ્યોતિ ધરતો,
અડગ રહી યોદ્ધા શો,
વીર બનીને ખાસો.

—રમણલાલ મનોરભાઇ પટેલ

## એક દંતકથા

[ કિલિન્ડની બંદરોને સામે તીરે 'મટાન્ગ્વે' નામે પ્રદેશ છે ત્યાંના મૂળ રહેવાસીઓમાં પ્રવર્તતી એક લોકકથાને આધારે રચાયેલું આ કાવ્ય રજૂ થાય છે. ]

ઈ. સ. ૧૯૫૬માં મટાન્ગ્વે વિસ્તારમાં એક સિંહે દેખા દીધી હતી એવા સમાચાર સ્થાનિક વર્તમાનપત્રમા છપાયા હતા. લોકવાયકાનુસાર આ ભૂમિ ઉપર એક નહિ પણ છ સિંહો અદશ્ય રહીને ફરતા રહે છે. અને કોઇ કોઇ વાર રેતીમાં તેમનાં પગલાં પડેલાં પણ દેખાય છે. આ સિંહો અમર છે, નિરુપદ્રવી છે અને અહીં માતૃભૂમિનાં દર્શન કરીને જ રાચે છે એવી પણ માન્યતા છે.

ઐતિહાસિક દ્દષ્ટિએ આ ભૂમિનુ સંશોધન થયું જાણમાં નથી. પરંતુ ભૂતકાળનાં ખંડિયેરો અવશેષો કંઇક વાત કહી જાય તો નવાઇ નહિ કે પુરાતનકાળે લોકકથા કહે છે તેમ, અહીં એક સમૃદ્ધ શહેર હોવું જોઇએ.

### "મટાન્ગ્વે"

કિલિન્ડીની સાગર સામી પાળે
હતી એક હોટલ ફ્લોરીડ નામે;
તહીં એક ડોસા અને એક ડોસી
તણું યુગલ ગૌરાંગ સુખે રહેતું.
વટાવ્યુ હતુ જીવનવન વેગે,
નિહાળે જતા સૂર્યને એ ક્ષિતિજે;
કદી કો પ્રભાતે જુએ અભ્રરંગો
વહી જિન્દગીમાં હતા કંઇ અનેરા,
ફરતાં હતાં આજ સમુદ્રતીરે
પ્રભાત કેરા રમણીય કાળે.
આ શું હશે? રેતી મધ્યે પડેલાં
પગલાં દીસે સિંહનાં હોય તેવાં!

ગગન ગજાવી નાખે એવાં કરે સિંહ ત્રાડન,
કરાલમુખી કેશરી એ કંપાવી મૂકે વન,
પડઘા પડે કરાડે,
ગાજે પથ્થર પહાડે.
ધરી હિમશૃંગો આકાશે સૌનાં મન હરી લેતો,
પ્રવાસી ને શિકારી દૂરનાને આવાહન દેતો,
આંખે અમી ભરીને,
દૂરથી સાદ કરીને.
એના પથરે પથરે પાક્યા સૈનિક ને સામંતો,
નામી દેશી વસે ધુરંધર, ધનિક ને ગુણવંતો.
દેતો દુઆ નિરંતર,
પ્રેરક બની સદંતર.
ઘડી દાંત દેખાડે હસતાં, ઘડી મુખ સંતાડે,
ઘડીક એનો દેહ ઢાંકતો આખો મેઘની આડે,
દૂર રઢિયાળો દીસે,
જુએ જન અનિમિષે.
ધોધપછાડો, સિંહગર્જના, મેઘનાદ ઉચ્ચરતો,
વિહંગ, વહેતાં વારિકેરા મીઠા કલરવ સુણતો,
ડગે ન ઝંઝાવાતે,
ધરે ધીરજ નિરાંતે.
ગૌરવવંતો ગિરિ કેનિયા કાંક નવીન શીખવતો,
સહિષ્ણુતા, સંજર્જમતા, સમાનતાની જ્યોતિ ધરતો,
અડગ રહી યોદ્ધા શો,
વીર બનીને ખાસો.

—રમણલાલ મનોરભાઇ પટેલ

ત્યાં એકદા શુભ્ર આકાશ માંહી
ફરકી ગઈ વાદળી કાળી એક
સંજ્ઞા હશે, શું ? શંકા થતી'તી
કે દુઃખની આછી છાયા વળી' તી.

એવા અનિષ્ટની શંકા વ્યાપી આ પૂરમાં બધે;
'પપીતા' બાલુડો નાનો વિસાસતો છે મંનમાં.
રમતાં હતાં ત્યાં એક દી સાગર કિનારે બાલુડાં
નાહતાં અને તરતાં વળી કોઇ ગીતડાં ગાતાં હતાં.
પણ 'પપીતા'નું દિલ ના ગોઠે જરી એ રમતમાં,
છૂટો પડી એ એકલો ફરતો હતો દૂર રેતીમાં.

વિસ્મિત થયો "અહીં આવ, બેટા" નાદ સુણી કો દેવનો.
કંઈ ભય થકી આગો બની એ મીટ માંડીને રહ્યો;
સાક્ષાત્ કુલદેવી હતાં ત્યાં વરદ હસ્ત ધરી ઊભાં !
ગદ્ગદ થયાં 'પપીતા' કર જોડી ઊભો કરી વંદના.

બે હસ્ત મૂકી મસ્તકે આશિષ દીધી દેવીએ,
ને એ વદ્યાં મૃદુવાણીએ, "બેટા પપીતા ,સુણજે,
આ પુર ઉપર દૈવની થઈ વક્રદ્રષ્ટિ આજથી
કાલે સવારે આવશે પરદેશી ધાડાં દૂરથી.

એ માનવી નહિ, દૈત્ય જેવાં ન દયા દિલમાં જરા,
આબાલવૃદ્ધો સ્ત્રીજનોને ક્રૂરતાથી મારતા
માનવ ભક્ષણ કરે ને લોહી પાને નાચતા
ઉજ્જડ કરે નગરી બધી બેદાન-મેદાન તથા.

સંદેશ લઈ જા, આ ત્વરાથી, નગરથી, નગરજન ભેગા કરી,
બચવા તણો ઉપાય યોજ, આજ ને આજે વળી.

ત્યાં એક આફ્રિકન હોડીવાળો તેમને અભિનંદે છે.—

"જામ્બો બ્વાના, ખબારી કો' 'ગાની' આ સુફ્રાતમાં ?
શાંધો છો શું નમી નીચા સાથ આ મેમ સા'બના ?"

પ્રતિવંદી, 'જામ્બો' પૂછે મેમસાબ,
"નીની હીં હોડી ઓના સિમ્બા કરીણુ ?

"ડિયો મેમસાબુ, હોડી સિમ્બા સીતા
મીમી જ્યુસી ઓના કરીણુ ફરન્તા"

સુણીને થાય વિસ્મિત આંગ્લયુગલ તહીં જરા
કહે નાવિક તેં જોઈ એક દંતકથા નવી.

"સુણો, સુણો, કહું કથા, પરદેશી મારી
વરસો સહસ પૂરવેતણી મેં સુણેલી.

સુદૂર દૂર સૌ જન કહે—" મટાન્ગવે "—
સ્વર્ગાદપિ ગરિયસી ભલી માતૃભૂમિ.

વૃક્ષો સહ વળગી વેલડીઓ રૂપાળી
ને ફૂલછોડ વનઉપને રસાળાં.

કુંજે નિકુંજ મહી પરમાર મહેકે
એવી રૂડી અહીં વસંત સદાય કાળે

ને ભૃંગ ગુંજન કરે ફુલ-ફુલ ઊડી
પંખી ઊડે ગાય ગીતડાં મજાનાં,

કલ્લોલતું પશુધન સહુ વત્સ સાથે
ને દૂધ દે અમૃત શાં ઊજળાં

એવા એ સતયુગમાં સહુજનો રહેતાં હતાં સુખથી,
પ્રાસાદો મહીં ભવ્યરૂપ નગરીનાં દેવ દેવી સમાં.
ના અહીં કોઈ મલિન પાપ સમજે, ના વેર કે ઝેરને
ગંગાપુણ્યમથી પવિત્ર ઉરમાં સૌના વહેતી હતી.

ક્રોધે, ભરાઇ સહુ, ત્યાં જ સ્થંભી
વર્ષા કરે બાણુની નેમ સાધી:
ના એક ભેદે સિંહનાં તનોનો
વર્ષા બધી નિષ્ફળ થઈ રહેતી.

"બ્વાના," હજીએ છ સિંહ જીવે
ભુમિ તણા ચિરરક્ષક બનીને
ના, કોઈને એ નડતા જરાયે
ઇતિ સમાપ્તિ અહીં વાતની છે."

–રણછોડભાઇ. દેસાઇ
(મોમ્બાસા)

'હું જાઉં છું નગરી તજી ત્યમ આવી જાજો સૌ તમે
પણ સાથમાં ને સાં'વમા દરનિશ રહું આશિષ છે."
ખબર જ્યાં પડી ઢોલ વાગિયાં
ભય તણાં અને સૌ ધ્રૂજી ગયાં:
આબાલવૃદ્ધ સૌ સ્ત્રીજનો બધાં
સભાગૃહે મળ્યાં પળ વિપળમાં.

સહુ સભાજનોમાં ત્યાં એક વૃદ્ધ ગુરુ હતો
ઊભો થઈ અને બોલ્યો, "શ્રુણુ મે પરમ વચ:"
"हे! हे! घातक सावधान मनसा!
કોપિત વિધિ થયો,

આવ્યો કાળ વિકાળ આ પુરે તણો શાપિનદ્વારે ઊભો
ભાગો આજ ત્વરા થકી મૂકી બધી માયા તજી મોહને;
ભદ્ર પામશું જો હશે જીવન આ બીજે સ્થળે એકદા.

લીલા આ કુલદેવીની સૂઝી અહીં દેવી સમેટી જશે
ચિન્તા લેશ ન કલેશ ઉર ધરજો, જેના થશે અન્યથા:
લીલી વાડી પશુધન અને કોઠાર ધાન્યે ભર્યાં
તે સૌ નષ્ટ થશે ન કિંચિત જશે શત્રુ તણા હસ્તમાં.

ફિકર છે મને મનમાં અતિ
માતૃભોમની જે પડી રહી
છ જણુ આપણા સિંહરાજ થઈ
અહીં રહો અને સાચવો ભૂમિ"

બીજી સવારે સહસ્ર વહાણો
આવી રહ્યાં એ સમુદ્રતીરે;
તુમુલ નાદે-કરી ક્રૂર અવાજો
આકાશ ભેદી ધરતી ધ્રુજાવે.

ક્રોધે, ભગાઇ સહુ, ત્યાં જ સ્થંભી
વર્ષા કરે બાણની નેમ રાખી;
ના એક ભેદે સિંહનાં તનોનો
વર્ષા બધી નિષ્ફળ થઈ રહેતી.

"ખ્વાજા," હજીએ ૭ સિંહ જીવે
ભુમિ તણા ચિરરક્ષક બનીને
ના કોઈને એ નડતા જરાયે
ઇતિ સમાપ્તિ અહીં વાતની છે."

–રણછોડભાઇ. દેસાઇ
(મોમ્બાસા)

# " તને દીઠી...... "

માઝમ રાતના સોણલે દીઠી
તોય પ્રિયે તું સાવ અદીઠી
નેણલાં; નીચે આંખડી ઢાળી
પ્રિય પીતો હું અમૃત-વારી
—પીતાં વારી જાઉં હું વારી રે...
પ્રિયે તને મેં સોણલે દીઠી............

કેવી હૂંફાળી કાજળવાળી
આછાં આછાં વાદળાંવાળી;
આભમાં ટકિલ આભલાંવાળી
દઉં તને હું હાથમાં તાળી;
—પડછંદે જૂએ ગોખની બારી રે......
એવી તને મેં બારીએ દીઠી.........

દીઠી એક સાંજની વેળા
નો'તા, હજૂયે મનમાં મેળા
થયા'તાં આપણે ભેળાં
થડકે છાતી મન મૂંઝાતી;
—ધીરું ધીરું ગીત તું ગાતી રે......
એવી મન માળીએ દીઠી.........

આતમ તારો પ્રાણ-સીતારો
જીવનમાં મને એ જ સહારો
શી જ્યોત્સ્ના પદ મારો
—અજવાળતી પ્રિયે પંથ તું મારો રે......
એવી દેવી કેડીએ દીઠી.........

—પ્રવીણ ભટ્ટ
(નાઇરોબી)

## પ્રશ્ન

કયા ખેંચાણે આ જગ સકલ ખેંચાઈ રહ્યું છે ?
કઈ સિદ્ધિ પૂઠે જગભરનું વિજ્ઞાન વધ્યું છે ?

કયા સિંધુમાં આ જીવનનીર જૈને પડી રહ્યાં ?
કયા આદર્શોને જીવન ઘડવૈયા ઘડી રહ્યા.

વધ્યા રાગદ્વેષો પશુપણું ય સત્તા ધનતૃષા.
પ્રપંચે રાચે સૌ જગત વધી છે શી કુટિલતા !

નયું સીધું સાદું જીવન જીવવું મુશ્કેલ ઘણું,
દયાને માયા ગૈ, ગયું ગયું અરે ! માનવપણું.

બધે યુદ્ધો યુદ્ધો: જન જન, ગૃહે, દેશ જગમાં,
અસત્યો સત્યોનાં, નીતિ અનીતિ, દારિદ્રય ધનનાં.

રહી યંત્રો સાથે જન બની ગયાં યંત્રની સમાં,
અણુશક્તિમાં છે હિત અહિત આજે જીવનનાં !

મને કે'શો કે'શો નવયુગતણા સર્જક ભલા !
ઊંચે વા નીચે આ જન જીવન ને સંસ્કૃતિ કલા.

—રજનીકાન્ત ભટ્ટ

## વ્યક્તિવિશેષ

### કલાકાર શ્રી સુશીલાબેન ભટ્ટનો ટૂંકો પરિચય )

શ્રી સુશીલાબેન ગુજરાતનાં એક લબ્ધપ્રતિષ્ઠિત કલાકાર છે. એમનાં ચિત્રો કુમાર અને સરસ્વતી જેવાં ઊંચી કક્ષાનાં માસિકોમાં પ્રસિદ્ધ થઈ ચૂકેલાં છે. ગુજરાતના સુપ્રસિદ્ધ કલાવિવેચક અને કલાકાર શ્રી રવિશંકર રાવલની તે પ્રસંશા પામી ચૂકેલાં છે. સુશીલાબેનનાં ચિત્રો, રંગની વિવિધતા રેખાઓની કુમાશ અને માનવ હૃદયોની સંવેદનાંઓની પ્રતીક સમાં છે. એમની કલાકૃતિઓ કલકત્તા જેવા કલાધામોમાં પ્રતિષ્ઠા પામેલાં છે, અને ઊંચી કિંમતે વેચાઈ પણ છે.

સુશીલાબેને તેમના સ્વ. પિતાશ્રી ગિજુભાઇ બધેકાની પ્રેરણાથી કવિવર રવીન્દ્રનાથ ટાગોરે સ્થાપેલી, વિશ્વભારતી યુનિવર્સિટી શાન્તિનિકેતનમાં, પ્રખ્યાત કલાગુરુ, શ્રી નંદલાલ બોઝ પાસે,દીક્ષા લઇ કલા સાધના કરી છે અને કલાક્ષેત્રે સર્વોત્તમ ગણી શકાય તેવી "અંત્ય" ડીગ્રી અને ડીપ્લોમા પણ મેળવી છે. કલાગુરુનું અંગત સર્ટિફિકેટ કલાકારની નૈસર્ગિક શકિતઓ વિષેના આથી પણ કાંઈક વિશેષ જણાવે છે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં ઉચ્ચ કોટીના નાટકોમાં, કવિએ પોતે સામાન્ય રીતે વિરલ ગણાય તેવી તાલીમ સુશીલાબેનને આપી છે અને તેમણે ગણનાપાત્ર ભૂમિકાઓમાં તેમના અભિનય અને નૃત્ય અંગે પ્રશંસા સંપાદન કરી ગુરુદેવ રવીન્દ્રનાથના અંતરના આશીર્વાદ મેળવ્યા છે.

સાચા કલાકારો એકાન્તપ્રિય અને ઓછાબોલા હોય છે તેમ શ્રી સુશીલાબેને આ દેશમાં આવીને મૂકભાવે પોતાની કલા સાધના અવિરત પણે પ્રગતિશીલ રાખી છે તેના પરિપાક રૂપે બુદ્ધ ભગવાનની મૂર્તિ અને અનેક ચિત્રો આજે આપણે જોઇ શકીએ તેમ છીએ.

ચિત્રો યોગ્ય રીતે જોવા એ પણ એક કલા છે! જેમાં કલાદષ્ટિ ખીલેલી છે, તે કલાર્થીઓના બાહ્ય કલેવરને અને તેમાં રહેલા આત્મને, સહેલાઇથી પરખી શકે છે. મુખ ઉપરના અકથ્ય ભાવો, સંવેદનાઓ, સાત્વિક રંગોની મિલાવટ અને તેની વિવધતાઓ નૃત્ય કરતી જીવંત રેખાઓના ફુવારા ભર્યા વહનને જોનાર ચિત્રના ગૂઢ આત્માનો જીવન્તસ્પર્શ અનુભવે છે ભારતીય સંસ્કૃતિ—સાહિત્ય સંગીત અને કલા વધારે આત્મલક્ષી છે બાહ્યલક્ષી ઓછી. પૂર્વ અને પશ્ચિમમાં આ એક મોટા ભેદ છે તે સૌ કોઇ જાણે છે.

મંત્રીઓ
સાહિત્ય સંમેલન જિંજા

# ભાવનાનાં પુષ્પો

સાહિત્ય, સંગીત અને કલાની ઉપાસના એ માનવજીવનના સંસ્કારનું એક લક્ષણ માનવામાં આવેલું છે. આવા વિષયની ઉપાસના એ માનવીના અભિન્નત્વનું સૂચન છે. પછી ભલે તે કોઈ કલાસમ્રાટ માઈકલ એન્જેલોની કલા હોય કે જૂંભામાં (ઝૂંપડામાં) વસતા નાના શા માનવીની કલા હોય.

માનવીની અન્તર્ગત ઊર્મિઓ સાહજિક જન્મથી જ ઉદ્ભવતી હોય છે. અને કંઈક સુંદરતા બતાવવા સાચું તત્ત્વ રજૂ કરવા સદા સર્વદા પ્રેરાય છે. સત્યં શિવં સુંદરમ્ એ સૂત્ર તો માનવ હૃદયની ઈશ્વરદત્ત બક્ષિસ છે. કારણ સત્ય-શિવ અને સુંદરતા એ કલાના ત્રણ મુખ્ય ગુણો છે. પછી ભલે તે ચિત્રકલા હોય કે સંગીતકલા હોય, સ્થાપત્યની હોય કે સાહિત્યની હોય. જે સત્ય છે એટલે કે કાળની પણ પર છે. જે આત્મિક જીવનમાં સત્ય છે, તેનો આબેહૂબ સાક્ષાત્કાર કરાવે છે. તે કલા પ્રત્યે કંઈ મંગલભાવના જન્મે, કલા માટે હૃદયમાં આનંદનો ઊર્મિઓ વહેવડાવે તે શિવ. અને સત્ય ને શિવ મળીને તો હમેશાં સુંદર પ્રતીક બને તે પણ નિઃશંક છે. જે કલા સ્થૂળ ભૌતિક જીવનથી પર બની ભાવનાના સ્ફુલિંગો જન્માવે, લાગણીઓની સરિતા વહેવડાવે તેની આરાધના સમય-સ્થળ અને જાતથી પર હોય છે. અને તેથી માનવી પોતાની ઉત્પત્તિ સમયથી જ તેવી કલા પ્રત્યે પહોંચવા પ્રયત્ન કરી રહ્યો છે અને આવી સાધનાઓ તો દરેક દેશમાં યુગ યુગથી થતી આવી છે.

કલા એ તો માનવીના પ્રગતિના ઇતિહાસનું એક સોપાન છે. ગમે તે દેશના ઉત્કૃષ્ટ કે સામાન્ય કલાધરો હોય પરન્તુ તેઓ

પોતાના દેશની પરંપરાગત કલા આબેહૂબ રજૂ કરી શકે છે. કરવા પ્રયાસ આદરે છે. આફ્રિકાના જીવનમાં આ રમકડાં તેમના પ્રતિનિધિત્વ સરીખાં છે. આ તેમની કલા છે. અહીંનાં પ્રાણીઓ સાથે તેમનાં જીવન એવાં ઓતપ્રોત થઈ ગયાં છે કે કાષ્ટમાંથી કોરેલી આકૃતિઓ સરજાવનારની કલા તેમના જીવનના પ્રતિબિમ્બ સરીખી છે. અહીંનાં હાથી, હરણાં, બગલાં, દીપડા, ગેંડા એ સ્વભાવગત સ્વાતંત્ર્યની ખુમારીવાળાં અંપરવા જેવાં પ્રાણીઓ છે. અને અહીંના માનવજીવનમાં પણ તેનો જ પડઘો છે. અહીંનાં પ્રાણીઓ અને માનવીઓ અહીંનાં વાતાવરણ, ઋતુ, કુદરત એ સર્વને જાણે અનુલક્ષી એકબીજામાં પરસ્પર સંમિલિત ન થયાં હોય તેવું જણાય છે. એની કલાનું સ્વરૂપ ભલે પ્રાથમિક લાગતું હોય પરન્તુ કલાના સર્વ તત્વો તેમાં સમાયેલાં છે. જો કે આ વસ્તુનું અન્વેષણ તો કોઈ કલાકાર જ કરી શકે કિન્તુ આ તો જનતા માટેની જનતા–કલા છે.

અમારો આ સમારંભ પણ સાહિત્યસ્વામીઓ કરતાં વધુ જનતા માટે છે. જિંજાની સાહિત્ય સભા તરફથી ભારતથી પધારેલા સાહિત્ય સ્વામીઓને અમો અમારી ભાવનાનો સંભારણારૂપે નાની શી જનતા–કલાની પુષ્પપાંદડીઓ અર્પણ કરીએ છીએ. અલબત્ત તેમાં ડોલર કે સોનચંપાની માદક સુવાસ નહિ હોય, ગુલાબ જૂઈનો પ્રાણવાન પમરાટ નહિ હોય કિન્તુ આ તો છે અમારાં જંગલમાં આવળનાં પુષ્પોની હૃદયબીની સૌમ્ય સૌરભ. મને શ્રદ્ધા છે કે અમારી એ ભાવનાનાં પુષ્પો માનવંતા મોંઘેરા મહેમાનો અવશ્ય સ્વીકારી અમોને ઉપકૃત કરશે અંતમાં એટલું જ મહેમાનો હો વહાલા પુનઃ પધારશો' અસ્તુ

મંત્રીઓ

**સાહિત્ય સંમેલન જિન્જા**

# આફ્રિકાની તેજછાયા

સમગ્ર વિશ્વમાં જબરામાં જબરા જલ–જંગલ વિસ્તારો, વધારેમાં વધારે ચિત્રવિચિત્ર, મહાકાય, હિંસક પ્રાણીઓ, મોટી પશુસંપત્તિ અને વિપુલ માનવ વસ્તી ધરાવતો આફ્રિકા ખંડ માનવજાતનું પારણું છે સર્વ પ્રથમ માનવી આ ભૂમિ ઉપર અવતર્યો એવો પુરાતત્ત્વવેત્તાઓનો અભિપ્રાય છે. ઉત્ક્રાંતિવાદના પ્રસ્થાપક ડાર્વિનના મંતવ્યાનુસાર દરેક દેશનાં અત્યારનાં આંચળવાળાં પ્રાણીઓ નામશેષ થઈ ગયેલાં આદિકાળના મોટા પ્રાણીઓ સાથે શારીરિક સામ્ય ધરાવતાં હોય છે. માનવ જાતને સવિશેષ મળતા આવતા આફ્રિકાના ગોરીલા અને ચિંપાંઝી વાનરો જે દુનિયાના બીજા કોઈ ભાગમાં જણાતા નથી એ જો આદિકાળના એવાં જ પ્રાણીઓની નાની પ્રતિકૃતિ સમાં હોય તો સંભવ છે કે આદિમાનવ પણ આફ્રિકામાં જ જન્મ્યો હોય. વર્ષોના ખોદકામ બાદ મળી આવેલા પુરાતન અવશેષોનો અભ્યાસ કર્યા પછી નાયરોબીના કોરીડંન મ્યુઝિયમ, વાળા ખ્યાતનામ ડૉ. લીકી કહે છે તેમ અઢીલાખ વર્ષો પૂર્વે શિકાર કરતી તેમ જ શિકાર બની જતી માનવજાતિ આ ખંડમાં ભટકતી ફરતી હતી.

પોતાના શ્રેષ્ઠ સર્જન માટે પ્રથમ પસંદ કરેલા આ ખંડમાં પ્રકૃતિ એના સૌમ્ય અને બીષણ બંને સ્વરૂપે પૂરબહારમાં વિલસી રહી છે. આફ્રિકાના ભવ્ય પહાડી પ્રદેશો, ઊંડી ખાણો, વિશાળ સરોવરો આકાશનું અદ્‌ભુત સૌંદર્ય આત્માને આનંદથી ભરી દે છે. જ્યારે ઉપર અને નીચે પ્રતિપળ ચાલી રહેલા જીવનમૃત્યુના બીષણ સંગ્રામો પણ હૃદયને થીજવી નાખે એવા રીતે ખેલાતા હોય છે.

આફ્રિકાની વિચિત્રતાઓ અને વિશેષતાઓ પારાવાર છે. અહીં તો એની નોંધ માત્ર જ શક્ય છે. એને એક છેડે પ્રચંડ સૂર્યતાપથી સદાય ધખધખી રહેતો સૂકોભટ, ભયંકર રણપ્રદેશ છે તો બીજે છેડે એકધારાં નિરંતરનાં નિબિડ અરણ્યો વચ્ચે પથારો નાખી પડેલાં ક્ષારસાગર સમાં સરોવરો, એમાંથી ઉદ્ભવતાંની સાથે જ ધસમસની દોડી નીકળતી વેગવંત મહા નદીઓ અને હિમાચ્છાદિત શિખરોવાળા પર્વતો આવેલા છે. એના એક છેડાની પ્રજા સદીઓથી બલ્કે હજારો વર્ષોથી સુસંસ્કૃત છે એટલું જ નહિ, એની સંસ્કૃતિનો પ્રભાવ જગતના અન્ય ભાગોએ ઝીલ્યો છે ત્યારે અન્ય છેડે રહેલી પ્રજા છેક જ પછાત, વીસમી સદીમાંય પથ્થરયુગનું જીવન જીવી રહી છે. એની એક જાતિ વામન–સાવ ઠીંગુજી ચાર ફીટથી યે નીચા કદની છે, ત્યારે બીજી દુનિયાની ઊંચામાં ઊંચી એક જાત સાત ફીટની ઊંચાઇ ધરાવે છે.

એક કરોડ સત્તર લાખ ચોરસ માઇલના વિસ્તાર ધરાવતા, એશિયાથી બીજે નંબરે આવતા આ મોટા ખંડમાં, એક સંસ્થાના સ્થાપક કહે છે તેમ કંઇ યે નાનું નથી, બધું મહાન, મોટું જ મોટું છે. એક અમેરિકન લેખક આનું સમર્થન કરતા કેટલાક ધ્યાન ખેંચે એવા પુરાવા રજૂ કરે છે.

માત્ર પૂર્વ આફ્રિકામાં જ પોર્ચુગીઝ સંસ્થાનોનો વિસ્તાર એના અન્ય સંસ્થાનોના વિસ્તારથી પચ્ચીસગણો મોટો છે. બ્રિટીશ પૂર્વ આફ્રિકાનો વિસ્તાર બ્રિટનથી ત્રીસગણો, ફ્રેંચ આફ્રિકાનો ફ્રાંસથી વીસગણો અને બેલજીયન આફ્રિકાનો બેલજીયમથી અઠ્ઠાસીગણો મોટો હતો. કોન્ગોનો એક પ્રદેશ જ લગભગ ભારત જેવડો છે ઉપરાંત નાઇજેરીયા, સુદાન, ઘાના, ટાંગાનિકા આદિ દેશો એવડા મોટા છે કે રશિયા સિવાયનો યુરોપનો બીજો કોઇ દેશ એની સરખામણીમાં આવી શકે નહીં [illegible] તો અમેરિકા જેવડું

# આફ્રિકાની તેજછાયા

સમગ્ર વિશ્વમાં જબરામાં જબરા જલ-જંગલ વિસ્તારો, વધારેમાં વધારે ચિત્રવિચિત્ર, મહાકાય, હિંસક પ્રાણીઓ, મોટી પશુસંપત્તિ અને વિપુલ માનવ વસ્તી ધરાવતો આફ્રિકા ખંડ માનવજાતનું પારણું છે સર્વ પ્રથમ માનવી આ ભૂમિ ઉપર અવતર્યો એવો પુરાતત્ત્વવિદોનો અભિપ્રાય છે. ઉત્ક્રાંતિવાદના પ્રસ્થાપક ડાર્વિનના મંતવ્યાનુસાર દરેક દેશનાં અત્યારનાં આયુષ્યવાળા પ્રાણીઓ નામશેષ થઈ ગયેલાં આદિકાળના મોટા પ્રાણીઓ સાથે શારીરિક સામ્ય ધરાવતાં હોય છે. માનવ જાતને સવિશેષ મળતા આવતા આફ્રિકાના ગોરીલા અને ચિપાંઝી વાનરો જે દુનિયાના બીજા કોઈ ભાગમાં જણાતા નથી એ જો આદિકાળના એવાં જ પ્રાણીઓની નાની પ્રતિકૃતિ સમાં હોય તો સંભવ છે કે આદિમાનવ પણ આફ્રિકામાં જ જન્મ્યો હોય. વર્ષોના ખોદકામ બાદ મળી આવેલા પુરાતન અવશેષોનો અભ્યાસ કર્યા પછી નાઈરોબીના કોરીડન મ્યુઝિયમવાળા, ખ્યાતનામ ડૉ. લીકી કહે છે તેમ અઢીલાખ વર્ષો પૂર્વે શિકાર કરતાં તેમ જ શિકાર બની જતી માનવજાતિ આ ખંડમાં ભટકતી ફરતી હતી.

પોતાના શ્રેષ્ઠ સર્જન માટે પ્રથમ પસંદ કરેલા આ ખંડમાં પ્રકૃતિ એના સૌમ્ય અને ભીષણ બંને સ્વરૂપે પૂરબહારમાં વિલસી રહી છે. આફ્રિકાના ભવ્ય પહાડી પ્રદેશો, ઊંડી ખાણો, વિશાળ સરોવરો આકાશનું અદ્ભુત સૌંદર્ય આત્માને આનંદથી ભરી દે છે. જ્યારે ઉપર અને નીચે પ્રતિપળ ચાલી રહેલા જીવનમૃત્યુના ભીષણ સંગ્રામો પણ હૃદયને થીજવી નાખે એવી રીતે ખેલાતા હોય છે.

આફ્રિકાની વિચિત્રતાઓ અને વિશીષ્ટતાઓ પારાવાર છે. અહીં તો એની નોંધ માત્ર જ શક્ય છે. એને એક છેડે પ્રચંડ સૂર્યતાપથી સદાય ધખધખી રહેતો સહારાનો ભયંકર રણપ્રદેશ છે તો બીજે છેડે એકધારા વિસ્તરનાં નિબિડ અરણ્યો વચ્ચે પથારો નાખી પડેલાં ક્ષીરસાગર સમાં સરોવરો, એમાંથી ઉદ્‌ભવતાંની સાથે જ ધસમસતી દોડી નીકળતી વેગવંત મહા નદીઓ અને હિમાચ્છાદિત શિખરોવાળા પર્વતો આવેલા છે. એના એક છેડાની પ્રજા સદીઓથી બલ્કે હજારો વર્ષોથી સુસંસ્કૃત છે એટલું જ નહિ, એની સંસ્કૃતિનો પ્રભાવ જગતના અન્ય ભાગોએ ઝીલ્યો છે ત્યારે અન્ય છેડે રહેલી પ્રજા છેક જ પછાત, વીસમી સદીમાંય પથ્થરયુગનું જીવન જીવી રહી છે. એની એક જાતિ વામન-સાવ ઠીંગુજી ચાર ફીટથી યે નીચા કદની છે, ત્યારે બીજી દુનિયાની ઊંચામાં ઊંચી એક જાત સાત ફીટની ઊંચાઇ ધરાવે છે.

એક કરોડ સત્તર લાખ ચોરસ માઇલના વિસ્તાર ધરાવતા, એશિયાથી બીજે નંબરે આવતા આ મોટા ખંડમાં, એક સંસ્થાના સ્થાપક કહે છે તેમ કંઇ યે નાનું નથી, બધું મહાન, મોટું જ મોટું છે. એક અમેરિકન લેખક આનું સમર્થન કરતા કેટલાક ધ્યાન ખેંચે એવા પુરાવા રજૂ કરે છે.

માત્ર પૂર્વ આફ્રિકામાં જ પોર્ચુગીઝ સંસ્થાનોનો વિસ્તાર એના અન્ય સંસ્થાનોના વિસ્તારથી પચ્ચીસગણો મોટો છે. બ્રિટીશ પૂર્વ આફ્રિકાનો વિસ્તાર બ્રિટનથી ત્રીસગણો, ફ્રેંચ આફ્રિકાનો ફ્રાંસથી વીસગણો અને બેલજીયન આફ્રિકાનો બેલજીયમથી અઠ્ઠાસીગણો મોટો હતો. કોન્ગોનો એક પ્રદેશ જ લગભગ ભારત જેવડો છે ઉપરાંત નાઇજેરીયા, સુદાન, ઘાના, ટાંગાનિકા આદિ દેશો એવડા મોટા છે કે રશિયા સિવાયનો યુરોપનો બીજો કોઇ દેશ એની સરખામણીમાં આવી શકે નહીં. સહરાનું રણ તો અમેરિકા જેવડું

વિશાળ છે. એકંદરે પૃથ્વીના પાંચમા ભાગની જમીન એકલા આફ્રિકામાં જ સમાઇ જાય છે.

છવ્વીસ હજાર ચોરસ માઇલ મોટું વિક્ટોરિયા ન્યાન્ઝા સરોવર જગતનું બીજા નંબરનું મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર છે. ત્યારે ટાંગાનિકા સરોવર લાંબામાં લાંબું ગણાય છે. એની લંબાઇ ચારસો માઇલ અને ઊંડાઇ એક માઇલ છે. ચાર હજાર માઇલ લાંબી નાઇલ દુનિયાની સૌથી મોટી નદી છે. ઝાંબેઝીનો વિક્ટોરિયા ફોલ્સ કેનેડા-અમેરિકાના નાયગરા ધોધથી બમણો ઊંચો અને દોઢો પહોળો છે. વિશ્વની અજાયબી સમા મિસરના પીરામીડોનું બાંધકામ મોટામાં મોટું ગણાય છે.

આફ્રિકાની ખનીજ સમૃદ્ધિ અજોડ છે. આખી દુનિયાને અઠ્ઠાણુ ટકા હીરા, પચાસ ટકા સોનું અને છાસઠ ટકા હાથીદાંત આફ્રિકા આપે છે કોબાલ્ટ ધાતુ તો પ્રાયઃ આફ્રિકામાંથી જ મળી આવે છે. જેના વગર વિમાનોનું ઉડ્ડયન અશક્ય બની રહે એ કોલ્મ્બાઇટ ધાતુ આફ્રિકા ઉત્પન્ન કરે છે. ક્રોમિયમ ધાતુ માટે દુનિયાનાં બીજા નંબરના ગણાતા ટર્કીથી ચાર ગણું ઉત્પાદન હવે આફ્રિકા કરે છે. ગીની વિશ્વનો ત્રીજા નંબરનો એલ્યુમિનિયમ ઉત્પાદક દેશ છે. નાઇજીરીયાનું ટીન સર્વશ્રેષ્ઠ ગણાય છે. રોડેશિયા ત્રાંબાના ઉત્પાદનમાં બીજે નંબરે આવે છે. કોન્ગોનો કટાંગ પ્રાંત ત્રાંબું યુરેનિયમ અને ઘણી ધાતુઓ ધરાવતો સમૃદ્ધપ્રાંત છે. સહરાના રણમાં દુનિયા આખીને પૂરું પાડી શકાય એટલું તેલ હોવાની શક્યતા જણાઇ છે ઇજિપ્ત, સુદાન અને યુગાન્ડામાં ઊંચી જાતનાં રૂનું ઉત્પાદન મોટા પ્રમાણમાં થાય છે. અર્ધી સદી પહેલાં ફક્ત પચાસ રતલથી શરૂ થયેલું યુગાન્ડાનાં કપાસનું વાવેતર ચાર લાખ ગાંસડીના ઉત્પાદન

જ છે. આ ઉપરાંત રબ્બર, કોફી, ચા, વગેરે ચીજો મોટા પ્રમાણમાં આફ્રિકા આપે છે.

પ્રાણીસૃષ્ટિમાં આફ્રિકા બીજા ચારે ય ખંડો કરતાં જુદો આવે છે. તરી જળ-જમીનમાં રહેનારાં પ્રાણીઓ આફ્રિકા જેટલાં કદાચ દુનિયાના બીજા કોઈ ભાગમાં નહિ હોય. અસંખ્ય હાથી, ગેંડા, જંગલી ભેંસો, જિરાફ, ઝીબ્રા, મગર, જળઘોડા (હીપોપોટેમસ), તોતિંગ અજગરો, અનેક જાતના સુંદર મૃગો અને ટોળાબંધ ફરતા સિંહોથી આફ્રિકાનાં જંગલો ભર્યાં પડ્યાં છે. "સિંહનાં ટોળાં ન હોય" એ કહેવત આફ્રિકા ખોટી પાડે છે.

જો કે આફ્રિકા ખંડ સદીઓથી બહારની દુનિયાથી અલગ પડી ગયો હતો છતાં એ બીજા દેશોથી સાવ અજાણ્યો તો નહોતો જ. નાઈલમૂળને શોધી કાઢવાના પ્રયાસો બે ત્રણ હજાર વર્ષ પૂર્વેથી થતા આવ્યા હતા. ગ્રીક, રોમન, આરબ, આદિ પ્રજાના મુસાફરોએ દૈવિ ગણાતી આ નદીના મૂળ સુધી પહોંચવાના સતત જારી રાખેલા પ્રયોગોનાં વર્ણનો વાંચકને આશ્ચર્યમુગ્ધ કરી દે છે. રોમન બાદશાહ નીરો તથા મિસરના ટોલેમિએ મોકલેલા માણસોએ આ ખંડમાં ઘણે ઊંડે સુધી પહોંચી સાચાખોટા નકશાઓ પણ દોર્યા હતા. પોતાની પ્રજાને રમતગમત પૂરી પાડવા સીઝરે એક વખત એક સામટા ચારસો સિંહો રોમમાં પકડાવી મંગાવેલાં તે આફ્રિકાના હતા એમ ડૉ. લીકીનું માનવું છે. ઇસવીસનની સાતમી સદીમાં આરબોએ ઉત્તર આફ્રિકા ખૂંદી નાખી ઇસ્લામ ધર્મના પ્રચારની જોરશોરથી શરૂઆત કરી દીધી હતી. મિશ્ર મુરિશ પ્રજાએ સૈકાઓ સુધી સ્પેન ઉપર સત્તા જમાવી રાખી લગભગ આખા યુરોપ ઉપર સારી એવી સાંસ્કૃતિક અસર પાડી હતી. માણસના માથાની મળી આવેલી કેટલીક જૂની ખોપરીઓ તપાસ્યા પછી ડૉ. લીકી એવા

ઉપર આવ્યા છે કે આફ્રિકા સાથેના ભારતન
જૂના હોવા જોઈએ. આર્યો ભારતમાં
સંબંધો હોય, પણ તે કાંઠાળ પ્રદેશો પૂરતા
બીજા કેટલાક પુરાતત્ત્વવેત્તાઓનું માનવું
મૂળના શોધક મી. સ્પીકની શતાબ્દી ઉજવ
અખબારે આવા કોઈ પુરાવા હોય તો તે
સરકારને વિનંતી કરેલી. પરંતુ જવાબમાં
નહિ હોવાનું જણાવવામાં આવ્યું હતું
કે હિંદુ ધર્મ ગ્રંથોમાંથી પણ પોતાને ...
માર્ગદર્શન મળ્યું હતું એવો ઉલ્લેખ

ગઈકાલ સુધી અંધારખંડ ગ
પથરાતો જાય છે. ગઈ સદીના ઉત્તરાર્ધ
લીવીંગસ્ટન અને સ્ટેનલી, એ સેસલી
અને સહરાના રણમાં સમાઈ જનારા
પ્રવાસીઓ, એમાંનો કોઈ કુદરતના અ
નીકળી—અરે, હજી જીવંત રહેલા જૂના
મી. વીનસ્ટન ચર્ચિલ આફ્રિકામાં આવી
બની જાય. એક સદીથી યે ઓછા અ
એક આખો યુગ પાછળ મૂકી દીધો છે.
પ્રાપ્ત કરી આફ્રિકા ખંડના પ્રજાએ હવે
આપવાની શરૂઆત પણ કરી દીધી છે.
નજર આફ્રિકા ઉપર મંડાણી છે. એથી જ
કારીઓનું એવું માનવું છે કે આફ્રિકાના
ઝગડાઓથી પર રહી વિશાળ વિચારસરણી
કરવાની શરૂઆત કરશે તો બીજા ખંડોની
સમયમાં આગળ આવી જશે. એટલું જ
સુખસમૃદ્ધિનો હિસ્સો બીજા દેશોને પણ મા

પૂર્વ અફ્રિકામાં વસતી ભારતીય પ્રજા અત્યારે અશાંતિ અનુભવી રહી છે, કેટલીયે કઠિન સમસ્યાઓ એકાએક એની સામે આવી ઊભી છે જેનો ઉકેલ લાવી શકતો નથી. એની અસર વ્યાપાર રોજગાર તથા દૈનિક જીવન ઉપર પણ ઓછેવત્તે અંશે પડી રહી છે. પરંતુ ભારતના પાડોશી દેશોમા વસતો ભારતીય વસાહતીઓની ધર્મ, અર્થ-વ્યવસ્થા અને વાડાબંધીને બહાને પોતાને જે હાલાકી થઈ રહી છે તે જોતા અહીં વસતા ભારતિયો જરૂર નસીબદાર ગણાય શરૂઆતનો સંકુચિત રાષ્ટ્રવાદ ભડકાવી મૂકે એવો છે છતાં સમય જતાં અનેક કારણોસર એમાં ઓટ આવશે એમ ઘણા અનુભવીઓનું માનવું છે. ભારતની વિદેશનીતિ પણ એમાં જરૂર સહાયરૂપ થઈ પડશે એમ લાગે છે ઘણા અગ્રણી નાગરિકોનો એવો અભિપ્રાય છે કે પરિસ્થિતિને અનુકૂળ બની જઈ ભારતીય પ્રજા અહીં સ્થિર થાય તો ભાવિ નિરાશાજનક નથી છતાં કાલની કોને ખબર?

શ્રી. દ્વારકાદાસ હેમરાજ નથવાણી,
જિન્જા,

ઉપર આવ્યા છે કે આફ્રિકા સાથેના ભારતના સંબંધો પણ બહુ જૂના હોવા જોઈએ. આર્યો ભારતમાં પ્રવેશ્યા તે પહેલાંના આ સંબંધો હોય, પણ તે કાંઠાળ પ્રદેશો પૂરતા જ મર્યાદિત હશે એમ બીજા કેટલાક પુરાતત્ત્વવેત્તાઓનું માનવું છે. ગઈ સાલ નાઈલ મૂળના શોધક મી. સ્પીકની શતાબ્દી ઉજવાઈ ત્યારે કેનિયાના એક અખબારે આવા કોઈ પુરાવા હોય તો તે મોકલી આપવાની ભારત સરકારને વિનંતી કરેલી. પરંતુ જવાબમાં એવા કોઈ દાર્શનિક પૂરવા નહિ હોવાનું જણાવવામાં આવ્યું હતું છતાં આશ્ચર્યની વાત એ છે કે હિંદુ ધર્મ ગ્રંથોમાંથી પણ પોતાને નાઈલમૂળના સંશોધન કાર્યમાં માર્ગદર્શન મળ્યું હતું એવો ઉલ્લેખ ખુદ મી. સ્પીકે કર્યો છે.

ગઈકાલ સુધી અંધારખંડ ગણાતા આફ્રિકા ઉપર પ્રકાશ પથરાતો જાય છે. ગઈ સદીના ઉત્તરાર્ધમાં આફ્રિકા પહોંચનારા એ લીવીંગસ્ટન અને સ્ટેનલી, એ સેસલી અને સ્પીક, એ મુંગોપાર્ક અને સહરાના રણમાં સમાઈ જનારા કેટલાયે સાહસિક ફ્રેંચ જર્મન પ્રવાસીઓ, એમાંનો કોઈ કુદરતના અકળ કરામતથી કબર બહાર નીકળી—અરે, હજી જીવંત રહેલા જૂના ગણી શકાય એવા પ્રવાસી મી. વીનસ્ટન ચર્ચિલ આફ્રિકામાં આવી જુએ તો આશ્ચર્યથી દિગ્મૂઢ બની જાય. એક સદીથી યે ઓછા અરસામાં આફ્રિકા ખંડે જાણે એક આખો યુગ પાછળ મૂકી દીધો છે. ટૂંકા ગાળામાં સ્વતંત્રતા પ્રાપ્ત કરી આફ્રિકા ખંડના પ્રજાએ હવે વિશ્વના રાજકારણમાં હિસ્સો આપવાની શરૂઆત પણ કરી દીધી છે. આજ આખી દુનિયાની નજર આફ્રિકા ઉપર મંડાણી છે. એથી જ ઘણા અનુભવી રાજદ્વારીઓનું એવું માનવું છે કે આફ્રિકાના રાજપુરુષો આદેશિક ઝઘડાઓથી પર રહી વિશાળ વિચારસરણી સાથે પ્રગતિ પંથે કૂચ કરવાની શરૂઆત કરશે તો બીજા ખંડોની પ્રજાઓ કરતાં ઓછા સમયમાં આગળ આવી જશે. એટલું જ નહિ પણ પોતાની સુખસમૃદ્ધિનો હિસ્સો બીજા દેશોને પણ આપી શકશે.

પૂર્વ આફ્રિકામાં વસતી ભારતીય પ્રજા અત્યારે અશાંતિ અનુભવી રહી છે, કેટલીયે કઠિન સમસ્યાઓ એકાએક એની સામે આવી ઊભી છે જેનો ઉકેલ લાવી શકતો નથી. એની અસર વ્યાપાર રોજગારે તથા દૈનિક જીવન ઉપર પણ ઓછેવત્તે અંશે પડી રહી છે. પરંતુ ભારતના પાડોશી દેશોમા વસતો ભારતીય વસાહતીઓની ધર્મ, અર્થ-વ્યવસ્થા અને વાડાબંધીને બહાને પોતાને જે હાલાકી થઈ રહી છે તે જોતાં અહીં વસતા ભારતિયો જરૂર નસીબદાર ગણાય શરૂઆતનો સંકુચિત રાષ્ટ્રવાદ ભડકાવી મૂકે એવો છે છતાં સમય જતાં અનેક કારણોસર એમાં ઓટ આવશે એમ ઘણા અનુભવીઓનું માનવું છે. ભારતની વિદેશનીતિ પણ એમાં જરૂર સહાયરૂપ થઈ પડશે એમ લાગે છે ઘણા અગ્રણી નાગરિકોનો એવો અભિપ્રાય છે કે પરિસ્થિતિને અનુકૂળ બની જઈ ભારતીય પ્રજા અહીં સ્થિર થાય તો ભાવિ નિરાશાજનક નથી છતાં કાલની કોને ખબર?

શ્રી. દ્વારકાદાસ હેમરાજ નથવાણી,
જિન્જા,

## વનવાસી મસાઇ

પૂર્વ આફ્રિકાની આદિ જાતિઓમાં મસાઇ એ બહાદુર, વીર્યવાન નીડર જાતિ છે. આ મસાઇઓ વનવાસી પ્રજા છે. નૈરોબી જેવા તદ્દન આધુનિક શહેરથી દસેક માઇલ દૂર તમે ફરવા નીકળી પડો એટલે શરીરે વલ્કલ ધારણ કરેલ અને હાથમાં મોટા કડિયાળો ડાંગ લઈ જંગલમાં નિર્ભય બની ફરતા આ આદિવાસીઓ જોવા મળે છે.

આ મસાઇઓ ભારે અને કદાવર અને બહાદુર. ૭ ફૂટથી એ ઊંચો. એમનો દેહ અને એટલી જ લંબાઇનો પેલો ડાંગ એ એનો સાથી. શરીરનો બાંધો ખૂબ જ મજબૂત એટલે હાથમાં ડાંગ લઇને ઊભો રહેલ મસાઇ કોઇ મૂર્તિ જેવો જ લાગે.

આવા આ મસાઇઓને જિંદગીની બહુ કિંમત નથી. ડગલે ને પગલે મોતને ભેટવા તૈયાર હોય છે. સિંહનો શિકાર કરવો એ તો તેઓને મન રમત વાત. જંગલ એ એમનું ઘર. એમનું કોઇ કાયમ રહેઠાણ નહિ એટલે છૂટાછવાયા 'મન્યાટા' બાંધી એ લોકો જીવન જીવે છે.

આ લોકોને ખેતીવાડીમાં રસ નથી. પશુપાલન જ એમનો મુખ્ય વ્યવસાય છે. એમની મિલકત એટલે ઢોરઢાંખર. ઢોરાં ચરાવવાની અદ્દભુત કળા એમને પ્રાપ્ત કરી છે. ત્રણ ફૂટ લાંબી અને આશરે અઢી ઇંચ પહોળી લોખંડ બેત્રડી, ધારવાળી છરી અને ૭ કે એથીય વધુ ફૂટ લાંબો ભાલો લઈ મસાઇ જુવાન ગાયોના ધણનું રખોપું કરતો હોય ત્યારે વનરાજ પણ એ ગાયો સામે આંખ ઊંચી કરવાની

કે ધૂરકવાની હિંમત કરી શકતો નથી. અને ધારો કે સિંહે એવી કોઇ હિંમત કરી તો પેલી 'મકુકો' (લાસો) એના પેટમાં પરોવાઇ જ ગઇ એમ સમજવું.

સામાન્ય રીતે એવું કહેવાય છે કે ઢોરો પર ઝઝૂમતો ભય મુખ્યત્વે તો સિંહનો જ હોય છે. સિંહ દિવસના ભાગમાં ભાગ્યે જ આવો હુમલો કરતો હોય છે. એટલે મસાઇ ગોવાળો સામાન્ય રીતે ઉદાસીનતા જ સેવતા હોય છે. પણ એવા ભયનો જરા સરખો અણસારો થતાં મસાઈ તરત જ સાવધ થઈ જાય છે. સિંહનો સામનો કરવા એ તૈયાર થઇ જાય છે, જિંદગી હોડમાં મૂકવા એ તત્પર બની જાય છે. માનવી અને હિંસક પ્રાણી વચ્ચેની આવી ખૂનખાર લડાઇ જામી હોય ત્યારે એ બેમાંથી કોણ બળવાન અને ક્રૂર તે કહેવું ખરે જ મુશ્કેલ બની જાય છે

અને ઢોરો પર આવો હુમલો થતાં, મસાઇ ગોવાળ જો યુવાન હોય તો તે સિંહને મરણશરણ કરવામાં ગજબની શક્તિ, શરાતન અને બહાદુરીનો પરચો બતાવે છે. સિંહને સામેથી આવતો જોઈ આ યુવાન એની સામે નિશાન તાકે. બાદમાં તે પોતાનો ભાલો સિંહ સામે ફેંકે. નિશાન અચૂક ધાર્યો ઘા કરે છે. ભાલો અલમસ્ત સિંહના શરીરને વીંધી આરપાર નીકળી જાય. સિંહ ધરણી ભેગો થાય જ. ત્યાં જ યુવાન પોતાની ભેટે બાંધેલ છરો ખેંચી કાઢી તાકીને ઘાયલ સિંહ સામે ફેંકે એટલી જ ત્વરાથી હાથમાંની કટાર લઇ એ દોડે અને કટારથી સિંહનું મોં ભરી દે. મરણિયો સિંહ કૂદે તે પહેલાં જ સિંહનું નિશાન ચુકાવી યુવાન લોહીનાળી કટાર ખેંચી બીજી વાર એના ગળામાં પરોવી દે. બીજા દશપંદર મસાઇ-

ખભે બેસાડી ગોળ કુંડાળામાં બધા નાચે. આનંદના પોકારોથી વાતાવરણ ગજવી મૂકે મેરો આનંદ મનાવે. પણ એ જ યુવાન જો સિંહને મારવામાં હારી જાય તો તો એના સાથી એને ત્યાં ને ત્યાં જ ખોખરો કરી નાખે. પણ એવું ભાગ્યે જ બને છે અને સિંહ અચૂક યુવાનના હાથે મરતો જ હોય છે. સિંહ સાથેની આ લડાઈમાં યુવાન જો જીવતા સિંહનુ પૂંછડું પકડે તો તો તે સૌથી બહાદુર યુવાન લેખાય છે. અને યુવાન પોતાની બહાદુરીની યાદગીરીમાં સિંહના પૂછડાના વાળના ગુચ્છને સાચવી રાખે છે.

મસાઈ યુવાન વીસ વરસની ઉંમર સુધી પોતાના ઘેર રહે છે. પછી તે 'મોરાન' બને છે. પુરાણ કાળમાં આપણે ત્યાં યુવાન વિદ્યાભ્યાસ માટે ૨૫ વર્ષ સુધી ગુરુ આશ્રમમાં રહી જ્ઞાન મેળવતો એ જ રીતે 'મોરાન' બીજા યુવાનો સાથે એક સ્થળે રહે છે. એ સમય દરમિયાન એને ભાલો ચલાવતાં, નિશાન તાકતાં અને દુશ્મનનો સામનો કરતા શીખવવામાં આવે છે. યુવાન માટે આવુ શિક્ષણ ફરજિયાત હોય છે. એ સમય દરમિયાન યુવાન ઘેર જઈ શકતો નથી. 'મોરાન' હોય ત્યાં સુધી યુવાને લાંબા વાળ રાખવા પડે છે. અસલના વખતમાં 'મોરાન' એ મસાઇ લોકનું સૈન્ય ગણાતું.

આ 'મોરાન' જંગલમાં બીજા 'મોરાન' સાથે રહે છે. તાલીમ હાંસલ કરે છે. 'મોરાન'નો મુખ્ય ખોરાક ગાયનું રક્ત. ગાયની ડોકે ઝૂલતી ઝુલ પર મોરાન બારીક છેદ પાડે છે. એ છેદમાંથી લોહીની ધાર છૂટે. મોરાન ગાયને વળગી પડે. લોહી ચૂસી લે. જાણે માતાને ધાવતું બાળક! સંતોષ થતાં જ એ છેદ બંધ કરવાનો પણ એની પાસે તદ્દન સાદો ઇલાજ જંગલમાં જ મળતી વનસ્પતિને ખૂંદી એનો લેપ કરતાં ઘા રૂઝાઈ જાય. આમાં ગાયને કંઈ ખાસ વેદના થતી નથી.

મેં શને તાલીમ મેળવી એટલે એ પાછો 'મન્યારા' માં આવે છે. હવે એ લગ્ન પણ કરી શકે છે. પણ એમ કંઈ સહેલાઈથી એને કન્યા મળતી નથી. પરણનાર યુવાને કન્યા તો પસંદ કરી હોય પણ લગ્ન પહેલાં એણે બે જીવતા સિંહ મારવાના હોય છે. યુવાન-આવા જીવસટોસટના જંગમાં પડયો હોય ત્યારે યુવતી પણ ત્યાં હાજર હોય છે.

સિંહનો શિકાર થતાં જ વાતાવરણમાં આનંદ ફેલાય, નાચગાન શરૂ થાય. ગામઠી દારૂની મહેફિલ જામે. મરેલા સિંહને શેકવામાં આવે અને ઉજાણી ઊડે.

આ તો એની બહાદુરીની વાત પણ એમનામાં ચાલતો બીજો રિવાજ પણ જાણવા જેવો છે. એ રિવાજ પ્રમાણે જેની પાસે વધુ ઢોર તે વધુ પૈસાદાર એવું મનાય છે. કન્યાનો પિતા વરપક્ષ પાસેથી ઢોર લઈને કન્યા પરણાવે. પરણનાર પાસે જો ઢોર આપવાનાં ન હોય તો તેણે 'વીટીં' જ થઈને રહેવાનું. માગું કરતી વખતે ખાંડ કે મધથી ભરેલી તુંબડી આપવામાં આવે છે. પછી કન્યાવાળા ગામઠી દારૂની મિજબાની કરી માગાંનો જવાબ વાળે છે.

લગ્નપ્રસંગે તદ્દન નજીકના બે કે ત્રણ સંબંધીઓ વરરાજા સાથે જાનમાં જાય છે અને વેવાઈને ત્યાં પહોંચતાં જ વરવાળા કન્યાપક્ષને બે શ્યામવર્ણી વાછરડી, એક કાળો બળદ અને બે લાલ પેટાં આપે છે. આ લગ્નવિધિ પણ કેટલો સાદો અને સરલ! કન્યાનો પિતા વરપક્ષ તરફથી અપાયેલ પૈસા કાળા બળદના પગ બાંધે છે. અને દીકરીને કહે છે, "બેટી, આ બળદના પગ જો. આ પગ જેમ બંધાય છે તેમ હવે તું પણ બંધાઇ ગઇ છું. હવે તારાથી જરા પણ હાલીચાલી શકાશે નહિ એ તું બરાબર ધ્યાનમાં રાખજે." આમ કન્યા લગ્નબંધન સ્વીકારે છે. આ બંધન જીવનપર્યંત છૂટવું

ભારતની વણજારા જેવી આ કોમ (રથળીતર' કરે છે એટલા પૂરતીજ સરખામણી છે) આપસમાં ટંટા ઝઘડા પતાવવાનું વાજબી માને છે. વર્ષોથી ચાલતી આવતી એમની 'બરાઝા'(પંચાયત)ની પ્રથા હજી આજે પણ ચાલુ છે. અહીં સામાન્ય રીતે સ્થાનિક પ્રશ્નોની ચર્ચા વિચારણા ચલાવાય છે. ઝઘડાનો ઉકેલ અહીં જ શોધાય છે. આ પધ્ધતિને પરિણામે મસાઈઓ અચ્છા વકતા લેખાય છે. દલીલબાજ પણ એવા જ. દરેક મસાઈ અહીં ખૂબ જ સચોટ રીતે અને વિશદતાથી પોતાના વિચાર જાહેરમાં જણાવતો હોય છે.

પશુધન એ એમનું મુખ્ય ધન. પણ આ માલધારી મસાઈઓ આપણને ગંદા લાગે એવા હોય છે. તેઓ શરીરે લાલ માટી ચોપડે છે. માથે અને મોઢે પણ આ લાલ માટીનો લેપ કરવામાં આવે છે. આ લાલ માટી સાથે તેઓ ચરબી ભેળવે છે એટલે માટી ચીકણી બને છે. પણ વાસ જતી નથી. વસ્ત્રમાં માત્ર કેડ વારનું ફાળિયું જ પહેરે છે.

ધરતીને ખોળે ઊછરેલ આ વનવાસી મસાઈઓ મરેલા માણસને દાટતા નથી કે બાળતા નથી. તેઓમાં એવી માન્યતા છે કે મરેલા ધરતીમાં દાટવાથી ધરતીમાતા નારાજ થાય છે. અને ધરતીમાતા નારાજ થતાં ઘાસ ન ઊગે, ઘાસ ન ઊગે તો ઢોરાં શું ખાય? એટલે કોમનું તો પછી સત્યાનાશ જ નીકળી જાય ને? એટલે જ મરેલાં માણસોને વસવાટથી દૂર ખુલ્લા મેદાનમાં પશુપ્રાણીઓના ભક્ષણ માટે તેઓ મૂકી આવે છે. એમની ટોળીનો મુખી અથવા તો એવી જ કોઈ 'મોટી' વ્યક્તિને તેઓ દાટે છે અને તે સ્થળે એક મોટી ટેકરી ઊભી કરવામાં આવે છે.

આલિકીના સૌથી સુંદર આખલાના ગળામાં ઘા કરી તાજા જ કાઢેલા લોહીના કટોરાથી એનું સ્વાગત કરે છે. આ લોક પાણીનો ઉપયોગ નથી કરતા. પીવા માટે તેઓ દૂધનો જ ઉપયોગ કરે છે. હાથ ધોવા માટે તેમ જ વાસણો સાફ કરવા માટે ગોમૂત્ર(ગાયનું મુતર) નો ઉપયોગ કરે છે.

ઘરેણાના એ લોક ભારે શોખીન. ગળામાં, કાનમાં ચોકડાબંધ ઘરેણાં પહેરેલા મસાઇઓ બીજા આદિવાસીઓથી જુદા જ તરી આવે છે. એક ફુટની વ્યાસવાળી ધાતુની ચૂડીઓ ગળામાં નાખી ફરતા મસાઇને નાઇરોબી જેવાં અદ્યતન શહેરમાં ફરતા જોઇ આપણને અવશ્ય નવાઇ લાગે. વળી તારમાં ગૂંથેલા મોતી કે કોડિયાંવાળા રંગબેરંગી શણગાર એમના શરીર પર જોવા મળે છે. સ્ત્રીઓ હાથે-પગે પણ ધાતુનાં ઘરેણાં ચઢાવે છે. ઘણી વખત તો એકેક મસાઇના શરીરે પચ્ચીસેક રતલના વજનનાં ઘરેણાં જોઇ શકાય છે. મસાઇ ઓની જેમ મસાઇ પુરુષ પણ કાનમાં ઘરેણાં પહેરે છે. ઇલ મીન્ટોની નામનાં આ ઘરેણાં દરેક પુરુષનાં કાનમા હોય છે. એક લાંબી રીંગને છેડે ઘંટ જેવા આકારનાં બે લટકણિયાં લગાડેલાં જોવા મળે છે. રીંગ કાનમાં પડેલા મોટાં કાણાંમાં પરોવી દીધેલી હોય છે. જ્યારે પેલાં બે લટકણિમાં એરિંગને છેડે ઝૂલતાં એરિંગની જેમ લટકીરહે છે. જૂના સમયમાં આ ઘરેણાં સિક્કા તોડી બનાવવામાં આવતાં. આજે એ શક્ય નથી. એટલે કેનિયાના હિંદી વેપારીઓ તેમને માટે પિત્તળનાં આવાં ઘરેણાં બનાવે છે. ઉપરાંત મણકાનાં ઘરેણાં પણ તેઓ પહેરે છે. આવાં ઘરેણાં તેમની માતા અથવા બહેન તેમને માટે તૈયાર કરે છે.

સ્ત્રીઓ તો ઘરેણાંની ભારે શોખીન. ઇન્ગોન્ગોઇ (હાર) તેમનું ખૂબ પ્યારું ઘરેણું. આ હાર ગળામાં આપમેળે બેસી જાય તેવા

હોય છે. ડોરોબો નામના આદિવાસી તેમને માટે આવો હાર તૈયાર કરે છે. મસાઇ જ્યારે કોઇ ગાયની કતલ કરે છે ત્યારે એ ગાયના ગળાનો ભાગ તે ડોરોબો જાતિના 'કારીગર' ને આપે છે. તેમાંથી તે પહેલો હાર બનાવે છે.

મસાઇઓ વાળ શણગારવામાં પણ ભારે કુશળ-ગીધ જેવાં પક્ષીઓને મારી તેનાં પીછાંને વાળી તેમાંથી તેઓ ચોટલો બનાવે છે. આવાં આભૂષણો ફકત છોકરાઓ કે યુવાનો જ પહેરે છે.

# શારદાની અંતિમ ઇચ્છા.

ગરમીના દિવસો હતા. દરિયાકિનારે બેઠેલા માણસો મંદમંદ વહી આવતા સમીરની મીઠાશ માણી રહ્યા હતા.

અવિનાશ પણ આમાં સામેલ હતો. તે આજે ઘણો ખુશીમાં હતો; કારણ કે આવતી કાલે તેની પત્ની દવાખાનેથી ફૂલ જેવી નાની કાયાને લઇ ઘેર આવવાની હતી. તેના વિચારમાં એટલો બધો તલ્લીન હતો કે આજુબાજુના વાતાવરણનું તેને ભાન ન હતું, એટલામાં દૂરથી 'બચાવો' 'બચાવો'ના અવાજે તેને જાગ્રત કર્યો. થોડે દૂર એક ટોળું જમા થયું હતું. ત્યાં તે આવ્યો. એક બેભાન અવસ્થામાં પડેલા પુરુષને તેણે જોયો. તેની બાજુમાં બેસી એક સ્ત્રી રુદન કરી રહી હતી. કોઈ માણસે ફોન કરી એમ્બ્યુલન્સને બોલાવી લીધી ને તે પુરુષને દવાખાનામાં મોકલવાની વ્યવસ્થા કરી, ને પેલી સ્ત્રીને આશ્વાસન આપી સૌ વીખરાયાં. પેલી સ્ત્રી તો હજુ ત્યાં જ બેઠી બેઠી રુદન કરતી હતી. અવિનાશ તેની પાસે આવ્યો ને કહ્યું, "બહેન ચાલો હું તમને તમારા પતિ પાસે દવાખાનામાં મૂકી જાઉં." અવિનાશનાં પ્રેમાળ વચનો સાંભળી તે બોલી—"અરેરે, ...આ દુનિયામાં મારું હવે કોઈ નથી. જે હતો તેપણ મને છોડી જતો રહેવાનો. ઓ પ્રભુ હવે! કોણ મારું કાની આ દુનિયામાં?" કહી તે ફરી રડવા લાગી.

અવિનાશે કહ્યું, "તો ચાલો તમારે ઘેર મૂકી જાઉં, અહીં તમે શું કરશો?" પેલી સ્ત્રી બોલી, "આજ દરિયાએ મારા દીપકનો જીવ લીધો એટલે આજ દરિયામાં હું મારું બલિદાન હોમીશ. મારું ઘર ક્યાં છે કે હું જાઉં. અમે આજે નૈરોબીથી

ભાગીને આવ્યાં છીએ. અમે અમારા માબાપને અમારાં લગ્ન કરવા ઘણું સમજાવ્યાં પણ નાતજાતનો ભેદ હોવાથી તેઓએ સંમતિ ન આપી ને હવે કોણ જાણે મને આશરો આપે."

હવે તો તે સ્ત્રી આપણા સમાજની દૃષ્ટિએ કુલટા થઈ ગઈ. શું આપણો સમાજ સ્ત્રીને સ્વતંત્રતા નહિ આપે! આપણી હિન્દુ સ્ત્રી ઝેર સમા અપમાનના ઘૂંટડા પીએ છે તેવા અન્ય કોઈ દેશમાં નહિ જોવા મળે. નલિની દીપક જોડે ભાગીને આવી
એટલે આ આપણો સમાજ ફરી તેનો સ્વીકાર નહિ કરે. એક [
માફક લાચારી કરે તો પણ નહિ જ સ્વીકારે ત્યારે [
કરે. સમાજની બીકે માબાપ પણ પોતાની દીકરીને
હવે ક્યાં જાય? આપઘાત સિવાય તેનો રસ્તો નથી.
દીકરી હતી ને દીપક પટેલનો દીકરો હતો. બન્ને
માબાપે લગ્ન કરવાની સંમતિ ન આપી તેથી
મૃત્યુને ભેટવું પડે છે. દીપક તો મરી ગયો ને
વાનું. આવાં બલિદાન તો હિન્દુ સમાજમાં ઘણ

દીપકને પંથે તેનો પંથ વાળવા નલિની
પગ ઉપાડયા પણ તેના હાથનો ઝટકો મારી
કહ્યું, "સમાજે ભલે તમને તરછોડયાં પણ હું
મારા પર વિશ્વાસ રાખો. હું ને મારી પત્ની
કરીશું. ચાલો મારી સ્ત્રીને પણ તમારા જેવી
સમજાવી અવિનાશ નલિનીને તેને ઘેર લઈ
નલિની ખૂબ રડી રડી રડીને તેના આંખો
ગયાં, તે બોલી: "આ નિષ્ઠુર સમાજે દીપ
તેનો બદલો હું જરૂર લઈશ." તેનો ઉશ્કેરાટ
નારી તેને એક કપ ચા આપીને કહ્યું, "

પથારી કરી છે. દશ વાગી ગયા છે એટલે હવે ભગવાનને ખાતર તમે શાંતિથી આરામ કરો. આવતી કાલે શારદા નાની બેબીને લઈ દવાખાનેથી આવશે. કહી તે તેના ખંડમાં જતો રહ્યો.

ધીમે ધીમે રાત વધીતી જતી હતી. બાર વાગ્યા પછી એક વાગ્યો ને બે પણ વગ્યા તો પણ નલિનીને ઊંઘ નથી આવતી. અવિનાશના વિચારો આવતા ને થતું કેટલા ભલા માણસ છે. મને ઓળખ્યા વગર પણ આશરો આપ્યો. આ બાજુ અવિનાશને પણ નલિનીના વિચારો આવતા કે આ છોકરીનું ધ્યાન રાખવું પડશે નહિ તો આપઘાત કરી બેસશે. માંડ માંડ પરોઢિયે નીંદર આવી. દરરોજ છ વાગે ઊઠનાર અવિનાશની આંખો આજે આઠ વાગતા પણ નહોતી ઊઘડી તેવામાં ટેલિફોનની વારંવાર ઘંટડીએ તેની ઊંઘ ઊઘડી. આંખો ચોળતો ચોળતો તે ફોન પાસે આવ્યો. દવાખાનામાથી ફોન હતો જલદી તેને દવાખાનામાં બોલાવ્યો હતો. ત્યારે યાદ આવ્યું કે શારદા આજે આવવાનાં છે તેથી જલદી જલદી તૈયાર થઈ નલિનીને લઈ તે દવાખાને આવ્યો ને ઉતાવળે પગલે શારદાના કમરા તરફ જવા લાગ્યો. પરિચારિકાએ (નર્સે) તેને રોકીને કહ્યું. પહેલાં ડૉક્ટર તમને બોલાવે છે. ડૉક્ટરે તેને ખુરશી પર બેસાડીને કહ્યું "તમારી વાટ જોઈ થાકીને તમે ન આવ્યા એટલે ટેક્સી કરી તમારી પત્ની ઘરે આવતા હતાં ત્યારે રસ્તામાં અકસ્માત થયો છે. બેબીની તબિયત સારી છે પણ તમારી પત્નીની હાલત ગંભીર છે. જાઓ બહુ વાતો ન કરતા."

જેટલા આનંદમાં ઘરેથી તેના પગ ઊપડ્યા હતા તે અત્યારે ધ્રૂજવા લાગ્યા. માંડ તે શારદા પાસે આવ્યો ને તેની હાલત જોતાં તે રડી પડયો. તેને રડતાં જોઈ શારદા બોલી, "તમે શા માટે રડો છો? મને તો કંઈ નથી થયું. આ બહેન

કોણ છે ? મને તેની ઓળખાણ તો આપો." ગઈ કાલવાળો પ્રસંગ અવિનાશે ટૂંકમાં શારદાને કહ્યો. નલિનીની આંખોમાં આંસુ આવી ગયાં અને શારદાના આંખોમાં પણ આવી ગયાં. શારદાએ આંસુ લુછી નલિનીને પાસે બોલાવીને કહ્યું "સમાજે ભલે તને તરછોડી પણ હું નહિ તરછોડું. આવ તું મારી નાની બહેન છો." "મોટી બેન" કહેતાં નલિની શારદાને ચોટી પડી. ને બોલી : "મોટી બહેન તમે બહુ નહિ બોલો ડૉક્ટરે ના કહી છે." થોડીવાર શાંત રહી શારદા બોલી, "અવિનાશ ! મારા નાથ ! મારી છેલ્લી માગણી તમે નહિ તરછોડોને ? મારી છેલ્લી આશા છે તમે નલિનીને સ્વીકારો," કહી નલિનીનો હાથ પકડી અવિનાશના હાથમાં આપ્યો.

"નલિની, મારી બેબી તને સોંપું છું. તમે બન્ને તેનું જતન કરજો." બોલતાં-બોલતાં શારદાને શ્વાસ ચઢયો. ને આખરી ખાંસી આવવા લાગી. બારણામાં ઊભા ઊભા ડૉક્ટર બધો તમાસો જોતા હતા તે તરત અંદર આવ્યા ને શારદાની નાડી તપાસવા હાથમાં લીધી ને શારદા બોલી: "અવિનાશ મારી અંતિમ ઈચ્છા પૂરી કરજો" કહેતાં જ નાડીના ધબકારા બંધ પડવા લાગ્યા. ડૉક્ટરે તેના ઉપર કપડું ઢાંકી દીધું.

નલિની ને અવિનાશ રડવા લાગ્યાં. ડૉક્ટરે કહ્યું, "મરતાં મરતાં પણ તમારી સ્ત્રીએ તમારા સુખનો ખ્યાલ કર્યો છે. શાંત થાવ ને તેની ઇચ્છા પૂરી કરો." સરિતાને લઈ અવિનાશે નલિનીને ઘરે મોકલીને શારદાની અંતિમ ક્રિયા કરી તે પણ ઘરે આવ્યો.

ત્રણ મહિના પછી શારદાની ઇચ્છા પ્રમાણે નલિનીએ અને અવિનાશે લગ્ન કર્યાં. બન્ને શારદાના ફોટાને હાર પહેરાવીને પગે લાગ્યાં. પારણામાંથી સરિતાનો હસવાનો અવાજ આવ્યો. જાણે નવદંપતીને આશીર્વાદ ન આપતી હોય !

– રશ્મિ રાણી

# અગ્નિ પરીક્ષા

આજના સ્વતંત્ર રાષ્ટ્ર યુગાંડાના સમવાયી રાજય બુગાંડાના પાંત્રીસમા રાજવી–કબાકા તે ફ્રેડરિક મુટેસા દ્વિતીય. તેમની રાજ્ય-વંશાવલી વિશ્વમાં અજોડ અને અદ્વિતીય છે. એમનો વંશ છેલ્લાં લગભગ છસ્સો વર્ષથી ચાલ્યો આવતો હોવાનું મનાય છે. આ વંશના પ્રથમ તેમજ અન્ય કબાકાઓ વિશે અનેક કથાઓ પ્રવર્તે છે. આવી કથા મુજબ પ્રથમ કબાકા તે કિન્ટુ. તેમણે સર્પોની સાથે દોસ્તી બાંધી દર્પને સર્પરાજ બોઆબાને હરાવ્યો. લગભગ છસ્સો વર્ષ પૂર્વે તેઓ ઉત્તર પ્રદેશમાંથી ઊતરી આવ્યા. જ્યાં ઊતરી આવ્યા તે આજનો પ્રદેશ–યુગાંડા. એમ જણાય છે કે કિન્ટુ ઇથિયોપિયાના ગાલા વંશના એટલે કે હેમાઇટ જાતિના હતા. તેમની સાથે હતી તેમની રાણી નામ્બી નાન્કુ દુલુ. બીજી એક માન્યતા મુજબ કિન્ટુ સ્વર્ગમાંથી ઊતરી આવ્યા. તેમનો આશય આક્રમણ કરી પૂર્વ આફ્રિકાનું સામ્રાજ્ય સ્થાપવાનો હતો. તેઓની સાથે સૈનિકો, શિકારીઓ, કૃષિકારો વગેરે હતા. તેમની સાથે વલ્કલ અને કેળ પણ હતાં. તેની પાસે એક ગાય, એક બકરી, એક ઘેટું, એક કંદમૂળ વગેરે ચીજો પણ હતી. લોક-માન્યતા પ્રમાણે તેમની પત્નીને એક પ્રસૂતિ વખતે પાંચ બાળકો જન્મતાં. છોકરાઓને જન્મથી જ દાઢી જોવામાં આવતી, અને છોકરી બે વર્ષની વયે માતા બની શકતી. તેમની સાથેની ચીજોનું ઉત્પાદન પણ આ જ પ્રમાણમાં થતું. આમ કિન્ટુનું સામ્રાજ્ય વૃદ્ધિ પામતું ચાલ્યું. કિન્ટુ શાકાહારી હતા. પણ એમની પ્રજા માંસાહારી પાકી. એમણે પ્રજાને ઘણું સમજાવ્યું અને આખરે થાકીને પતિપત્ની ક્યાંક અદૃશ્ય થઈ ગયાં. બીજા કબાકા સ્વા પ્રથમ તેમજ તૃતીય કબાકા કિમેરાએ તેમની પારાવાર શોધ કરી.

કિન્ટુએ ઉત્તરથી દક્ષિણ તરફ આગળ વધી નાળુબાળે(ખુદાઇ સરોવર–જે હાલ વિકટોરિયા ન્યાંઝાના નામથી જાણીતું છે. તે)ની આસપાસ પોતાનું રાજ્ય ફેલાવ્યું.–તેમણે રાજ્યને જિલ્લાઓમાં વહેંચી નાખ્યું અને પ્રત્યેક વિભાગ–સાઝી–પર પોતાનાં એક એક વીર યોદ્ધાને નીમ્યો. આમ કિન્ટુની સત્તા સર્વોપરી બની અને અનોખી રાજ્યસત્તા અમલમાં આવી. યોદ્ધાઓ કબાકાના પ્રતિનિધિરૂપે રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. ધીમેધીમે આજની બુગાંડાની લોકસભાના શ્રીગણેશ મંડાયા. જેમ કિન્ટુ વિષે તેમ કિમેરા અને કબાકાઓ વિષેની દંતકથાઓ પણ આ પ્રદેશમાં પ્રચલિત છે. ટૂંકમાં બુગાંડાના રાજવીઓ અને તેમની પ્રજા આજલગી સશક્ત અને કલ્પનાપ્રિય રહી છે.

આવી પ્રજાના હાલના કબાકા મુટેસા દ્વિતીય સર દાઉદી ચ્વા દ્વિતીયના પુત્ર છે. તેમનો જન્મ ૧૯૨૪મા થયો હતો. આ બુગાંડાની પ્રખ્યાત શાળા કિંગ્ઝ કોલેજ, બુડોના તેઓ વિદ્યાર્થી. વિખ્યાત યુરોપિયન કેળવણીકારો નીચે તેમણે વીસ વર્ષની ઉંમર લગી શિક્ષણ પ્રાપ્ત કર્યું. તેમના શિક્ષકોનો અભિપ્રાય એ રહ્યો કે આ રાજકુમાર તેજસ્વી, આકર્ષક તેમજ અત્યંત સભ્યતાપૂર્ણક હતા. તેમની ઉંમર પંદર વર્ષની થઇ ત્યારે તેમના પરથી પિતાની શીળી છત્રછાયા કાયમને માટે ચાલી ગઇ. અઢાર વર્ષની વયે તેમનો રાજ્યાભિષેક થયો અને ત્યારથી તેઓ કબાકામાં પ્રણાલિકાગત રહેવા ગૌરવથી સન્માનિત થવા લાગ્યા. એકવીસમે વર્ષે તેઓ કેમ્બ્રિજના વિદ્યાર્થી બન્યા મેગ્ડેલન કોલેજના આ વિદ્યાર્થીએ અભ્યાસ તેમજ રમતગમતમાં અજોડ ખંત અને ઉત્સાહથી મેળવેલી ત્રણ વર્ષની કારકિર્દીનો અંત આણ્યો અને ૧૯૪૮માં આ રાજકુમાર સાચા અર્થમાં રાજવી બન્યા. તેમણે તેમના સલાહકાર રાજસંચાલકોના હાથમાંની રાજસત્તા ધારણ કરી. દામાલી કિસોસો

કાલેનો તેમણે એ જ સાલમાં પત્ની તરીકે વિધિપુરઃસર સ્વીકાર કર્યો, અને રાજાની સ્વાભાવિક ગંભીરતાપૂર્વક રાજ્ય સંચાલન આદર્યું. તેઓ બુગાંડા લોકોના સાબાસાબ્જા શ્રેષ્ઠ અને બલિષ્ઠ–રાજા તરીકે કીર્તિ સંપાદન કરવા લાગ્યા. જે લોકોએ તેમના વિદેશી શિક્ષણને લીધે તેમની વિમુખતાની આશંકા સેવી હતી તે લોકોને પણ અલ્પ સમયમાં ખાતરી થઇ ચૂકી કે તેઓ ખરા અર્થમાં સાબાટાકા–ભૂમિ અને જાતિના અગ્રણી, અને એમ્પોલોગોમા–સિંહ, તેમજ લોકોના સર્વોચ્ચ રાજવી છે.

પરંતુ રાજ્યસંચાલનનો રાહ પુષ્પશૈયા જેવો સુંવાળો નથી હોતો તે દર્શાવતો પ્રસંગ દૂર નહોતો. એ પ્રસંગે જ કબાકાને અપ્રતિમ ગૌરવ અપાવ્યું.

એ સમયે સંરક્ષક બ્રિટિશ રાજ્યના–યુગાંડાના–ગવર્નર તરીકે સર એન્ડ્રુ કોહેન હતા. ગવર્નર અને કબાકા બંને મિત્રો હતા. જ્યારે કબાકા કેમ્બ્રિજમાં અભ્યાસ કરતા હતા ત્યારે કોહેન સંસ્થાની કચેરીમાં હતા. બંને અવારનવાર મળતા અને યુગાંડા–બુગાંડા વિષે અગણિત ચર્ચાઓ કરતા. આથી જ જ્યારે કોહેન ગવર્નર બન્યા ત્યારે એકમેકને અત્યંત આનંદ થયો. આનંદ સ્વાભાવિક જ હતો કારણ કે એક બાજુએ સુશિક્ષિત, ઉદારમતવાદી, નવી પ્રણાલિકાઓ તરફ મીટ માંડતા કબાકા હતા તો બીજી બાજુએ જૂનવાણી સામ્રાજ્યવાદ પર એટલી બધી પ્રીતિ નહીં દાખવનાર અંગ્રેજ હતા. બંનેના વિચારમાં વિકાસની ભાવના હતી. બધા જ લોકોની આંખ નવી નીતિ અને યુગાંડા–બુગાંડા વચ્ચે અસ્તિત્વમાં રહેલા રાજદ્વારી પ્રશ્નોના અપેક્ષિત નિરાકરણ તરફ મંડાઇ હતી. પરંતુ લોકૈષણા અને પ્રાકૃતિક ઘટના ભિન્ન જ હોય છે.

બુગાંડાની ભાવના છેલ્લે છેલ્લે સંસ્થાનમંત્રી ઓલિવર લિટલટનના વક્તવ્ય અને સરકાર નિર્ધારિત બંધારણીય ફેરફાર

પરત્વેની નીતિને લઈને જરા વધુ વિરોધાભાસી બની હતી. ગવર્નર કબાકા વચ્ચે ૧૯૫૪ના અંતભાગમાં અનેક મંત્રણાઓ ગોઠવાઈ પરંતુ પ્રત્યેક વાટાઘાટો વખતે બંને પક્ષો વચ્ચેનો મતભેદ ઉગ્ર જ થતો ચાલ્યો. સર એન્ડ્રુનો અનુભવ તેમની તાર્કિકતા, કલ્પનાશક્તિ અને સુધારાવાદી વલણ કારગત ન નીવડ્યાં.

છેલ્લી મિટિંગ આકારાઈ. એક બાજુએ મિલનની ઘડી આવી. બીજી બાજુએ યુગાંડાની જૂની રાજધાની એન્ટબેના વિમાની મથકે 'રૉયલ એર ફોર્સ'નું વિમાન ધરધરાટથી મથકને ભરી દેવા લાગ્યું. કબાકાની પ્રજા આ વાટાઘાટો પ્રત્યે આ વખતે એટલી બધી નિરાશાવાદી ન હતી. પરંતુ વિક્ટોરિયા સરોવરને કિનારે આવેલી આ રાજધાનીના બગીચાની વચ્ચે ઊભેલા સરકારી મહેલની ગુંબજ પર કેટલાંક વાદળોએ જાણે નાટક રચ્યું હતું. ચોતરફ પથરાયેલી રમણીય ઝાડીની શીતળતા જાણે થથરવા લાગી હતી. એ વિશાળ મહેલની ફરતી સજ્જડ ચોકી ગોઠવાઈ ગઈ હતી. અંદરના વિશાળ ખંડમાં સર એન્ડ્રુ હૃદયને વધુ નિશ્ચળ બનાવવા અને વધુ અને વધુ મક્કમતાથી પ્રેરતા આંટા મારી રહ્યા હતા.

ત્યારે વિશાળ મેદાનનાં ઊંચાં ઊંચાં ઘાસથી છવાયેલા એ મહેલના બંગલામાંથી નીકળીને કબાકા બહારના મુખ્ય પ્રવેશદ્વારા આગળ જલતા અવિરત અગ્નિ—જેને કેવળ કબાકાના દેહાંત સમયે જ ઠારી નાખવામાં આવે છે તે—ની પાસે થઈને એન્ટબે જવા રવાના થઈ ગયા હતા તેમની સાથે હતા તેમના ત્રણ અમણી સલાહકારો—પ્રજાના પ્રતિનિધિઓ.

કોઈ અકલ્પ્ય પળે બંને મિત્રો મળ્યા. એ પળ કેવળ બે રાજ્યોની કટોકટીની પળ જ ન હતી, બે મિત્રોની મૈત્રીને તારે તેવી અગ્નિપરીક્ષાની પળ હતી. બંને વચ્ચે થોડી વાટાઘાટો થઈ. ક્યાંય

પર ફસડાઈ પડયાં. તુરત જ થોડી સ્ત્રીઓ ત્યાં દોડી આવી અને કોઈ પંખો વાળવા લાગી તો વળી કોઈ ખાસડું સુંઘાડવા લાગી. તાબડતોબ ડોક્ટરને બોલાવવામાં આવ્યા પરંતુ હાય ! તે કંઈ જ ન કરી શક્યા. શોભાબહેનનું પ્રાણપંખેરુ આ ફાની દુનિયા છોડી ક્યારનુંય ઊડી ગયું હતું.

અચાનક વાતાવરણમાં ભયાનક પલટો આવી ગયો. જ્યાં ખુશીનું સામ્રાજ્ય પ્રવર્તતુ હતું. ત્યાં કરુણતા છવાઇ ગઇ અને વાતાવરણ આખું રોકકળ અને રડારોળથી છવાઇ ગયું. માયરામાં બેઠેલ વરકન્યાને ખબર પડતાં જ તેઓ દોડાદોડ શોભાબહેનના મૃત શરીર પાસે આવી પહોચ્યાં. નિશા ચોધાર આંસુએ રડી રહી હતી પરંતુ શોભાબહેને આંખો ન ખોલી તે ન જ ખોલી. નિશા માથાં પછાડી પછાડી આક્રંદ કરતી હતી.

"ઓ મા, આ તને શું થઇ ગયું ? તારી એક છેલ્લી મહેચ્છા પૂરી કરવા પણ ન રોકાઇ ? મા, એકવાર મને જવાબ દે, બસ એક જ વાર બોલ" પરંતુ તેને કોણ જવાબ આપે ?

વિધાતીએ તેના લખેલા લેખ તો સાચો પૂરવાર કર્યો પરંતુ અહીં લગન અધૂરાં રહી ગયાં. જ્ઞાતિના ડાહ્યા પુરુષો તુરતજ ભેગા મળ્યા અને નક્કી થયું કે અધૂરા લગન તો જેમ બને તેમ સાદાઈથી પતાવી નાંખવા અને જાનને વિદાય દઈ દેવી. તેમણે માંડ માંડ નિશાને સમજાવી છાની રાખી અને ઊભી ઊભી આહ ભરતી, હીબકા લેતી નિશાને સ્ત્રીઓ ભેગી મળીને માયરામાં લઈ આવી. ગોર મહારાજે ઝટપટ વિધિ પતાવી નાંખી પરંતુ જાનની વિદાયનું શું ? જાન તો બીજે દિવસે સવારના વિદાય થવાની હતી અને જ્યાં સુધી જાનને વિદાય ન દેવાય ત્યાં સુધી વરને પોંખ્યા હોય એ બારણેથી શબને પણ બહાર કાઢી ન શકાય. ઘરમાં એ એક જ બારણું સિવાય બીજું

એકલી નિશા જ નહીં, તેનાં વિધવા માતુશ્રી શોભાબહેન પણ ક્યા ઓછાં હોંશિલાં હતાં? રોજ તેઓ નિશાને વહાલ કરીને કહેતાં,

"મારી લાડલી, તારા લગ્નનો દિન જેમ જેમ નજદીક આવતો જાય છે તેમ તેમ મારા હૃદયમાં એક એક કાંટો ભોંકાતો જાય છે કે તું મારાથી વિખૂટી પડીને દૂર સુદૂર ચાલી જઈશ. પરંતુ હા! બેટા તું સારે ઠેકાણે સુખી થઈશ એ જોઈને જ મારી આંતરડી ઠરશે. બસ પછી તો હું ભલી ને મારા ઠાકોરજી ભલા."

તેમને દોડાદોડી કરતાં જોઈ લોકો કહેતા,

"શોભાબહેન, આટઆટલી દોડાદોડી કરો છો તો નાહકનાં માંદાં પડી જશો" તુરત જ તેઓ મરક મરક હસતાં જવાબ વાળતાં, "અરે એમાં શું! આવો અણમોલો પ્રસંગ ક્યાં વારે વારે આવવાનો છે? લગ્ન પતે પછી તો મારે આરામ જ છે ને?" પરંતુ હાય નસીબ! તેમના માટે તો વિધાત્રીએ કંઈ જુદો જ આરામ લખ્યો હતો.

લગ્નની તડામાર તૈયારીઓ ચાલી રહી હતી અને આમ જોતજોતામાં દિવસો પાણીના રેલાની જેમ વહી ગયા. લગ્નની સાંજ પણ આવી પહોંચી. વરરાજા મનમાં ફુલાતા ફુલાતા માયરામાં આવ્યા અને સ્ત્રીઓ ગાઈ રહી હતી. "દેખંતા ડુંગર બેનીને વાલેરા લાગ્યા."

કન્યાદાનનો સમય થયો અને ગોરમહારાજ શોભાબહેનના નામની બૂમ મારવા લાગ્યા. પરંતુ શોભાબહેન હોંસમાં હોય તો જવાબ દે ને? કોણ જાણે અચાનક તેમને છાતીમાં દુખવા લાગ્યું, દંતકડી બીડાવા લાગી અને શરીર આખું પ્રસ્વેદબિંદુઓથી છવાઈ ગયું. જોતજોતામાં તેઓ બેહોશ બનીને તૂટેલા ઝાડની માફક જમીન

પર ફસડાઈ પડયાં. તુરત જ થોડી સ્ત્રીઓ ત્યાં દોડી આવી અને કોઈ પંખો વાળવા લાગી તો વળી કોઈ પાસકું સુંઘાડવા લાગી. તાબડતોબ ડૉકટરને બોલાવવામાં આવ્યા પરંતુ હાય ! તે કંઈ જ ન કરી શક્યા. શેરભાબહેનનું પ્રાણપંખેરું આ ફાની દુનિયા છોડી ક્યારનુંય ઊડી ગયું હતું.

અચાનક વાતાવરણમાં ભયાનક પલટો આવી ગયો. જ્યાં ખુશીનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. ત્યાં કરુણતા છવાઈ ગઈ અને વાતાવરણ આખું રોકકળ અને રડારોળથી છવાઈ ગયું. માયરામાં બેઠેલ વરકન્યાને ખબર પડતાં જ તેઓ દોડાદોડ શોભાબહેનના મૃત શરીર પાસે આવી પહોંચ્યાં. નિશા ચોધાર આંસુએ રડી રહી હતી પરંતુ શોભાબહેને આંખો ન ખોલી તે ન જ ખોલી. નિશા માથાં પછાડી પછાડી આક્રંદ કરતી હતી.

"ઓ મા, આ તને શું થઈ ગયું ? તારી એક છેલ્લી મહેચ્છા પૂરી કરવા પણ ન રોકાઈ ? મા, એકવાર મને જવાબ દે, બસ એક જ વાર બોલ" પરંતુ તેને કોણ જવાબ આપે ?

વિધાત્રીએ તેના લખેલા લેખ તો સાચો પૂરવાર કર્યો પરંતુ અહીં લગન અધૂરાં રહી ગયાં. જ્ઞાતિના ડાહ્યા પુરુષો તુરતજ ભેગા મળ્યા અને નક્કી થયું કે અધૂરા લગન તો જેમ તેમ સાદાઈથી પતાવી નાંખવા અને જાનને વિદાય કઈ દેવી. તેમણે માંડ માંડ નિશાને સમજાવી છાની રાખી અને ઊભી ઊભી આહ ભરતી, હીબકા લેતી નિશાને સ્ત્રીઓ ભેગી મળીને માયરામાં લઈ આવી. ગોર મહારાજે ઝટપટ વિધિ પતાવી નાંખી પરંતુ જાનની વિદાયનું શું ? જાન તો બીજે દિવસે સવારના વિદાય થવાની હતી અને જ્યાં સુધી જાનને વિદાય ન દેવાય ત્યાં સુધી વરને પોંખ્યા હોય એ બારણેથી શબને પણ બહાર કાઢી ન શકાય. ઘરમાં એ એક જ બારણા સિવાય બીજું

બારણું પણ ન હતું અને વળી શબને પણ રાત રાખી શકાય એમ ન હતું તો હવે કરવું શું? તુરત જ થોડા જુવાનિયાઓએ ભેગા મળીને ઘરની પાછલી દીવાલ પાડી નાખી અને ત્યાંથી શબને લઈ જવામાં આવ્યું. આ બાજુ નિશા ચોરીમાં ફેરા ફરતી ફરતી આંસુડા સારતી હતી અને બીજી બાજુ લોકો તેની માતાના શબને અંતિમ ક્રિયા માટે લઈ જતા હતા! આ જોઈ નિશા બેહોશ બનીને ધરણી પર ઢળી પડી.

કુ. કોકિલા પી. રૂપારેલીઆ (કંપાલા)

# જીવનની અનંતતા

જીવન અગાધ છે. સાગર સાથેની તેની સરખામણી જીવનની અનંતતાને જરૂર અન્યાય કરે છે. સાગર પરિમિત છે. તેની ચતુર્દિશા ચર્મચક્ષુથી જોઈ શકાય છે. સમજી શકાય છે તેનું ઊંડાણુ કેટલું ? માનવી આ પણ પામી શકયો છે, તેની પેટાળની સમૃદ્ધિ અને તેની શક્તિનો કંઈ આછો ખ્યાલ માનવી પામી શકયો છે. માનવી આ ભૌતિક જીવનના એક ભાગ રૂપ વિસ્તાર વિષે નક્કર મંતવ્યો ભૂલ-ચાપ ખાધા વગર બાંધી શકયો છે.

પણ જીવન આવું નથી. જીવનને સમજવા જો કંઈ સરખામણી કરવી જ હોય તો તો તેને અનંત વિશ્વ સાથે જ સરખાવી શકાય. વિશ્વનું ઊંડાણુ અને તેનાં રહસ્યોનો પાર પામવાનું હજુ સુધી માનવ માટે શકય નથી બન્યું. આપણા જેવાં અગણિત સૂર્ય-ક્રુટુંબોની અનેરી એકાદ નિહારિકાનો પાર પામવા જતાં માનવચક્ષુ સમક્ષ અનેક નિહારિકાઓ ખડી થાય છે. આ નક્કર સત્ય ઘટના છે, જીવનનો પણ તાગ લેવા મથતાં યોગચક્ષુને કંઈ આવો જ અનુભવ થાય છે. આવી અનંતતા અને અનેકવિધતાના અમર્યાદ ફલક પર દૃષ્ટિ માંડનાર માનવી કોઈ કોઈવાર કોઈ એકાકી—એકપક્ષી સત્યનો સાક્ષાત્કાર કરવાને ભાગ્યશાળી બને છે. આવા અર્ધદર્શનમાંથી હમેશાં લાભ થાય છે એમ નથી. આજ સાચું અને બીજું બધું ખોટું એમ માની બેસી માનવજાતને એક જ બીબામાં ઢાળવાની કોશિશ થાય છે. જીવનની મર્યાદા સ્વીકારાય છે. અનંતતાને દેશવટો મળે છે. વિસ્તાર વિચરતું વારિ કૂવામાં બંધિયાર બની બેસે છે. વપરાય ત્યાં સુધી તો ઠીક, નહીં તો પછી આ અવાવરુકૂવાનું-પાણી ધર્મનો—વાડો ગંધાય છે. જીવન અમર્યાદ છે. આવા અપરિમિત જીવનને આપણી મર્યાદાઓના જડ તાણાવાણાથી વીંટવાનો બાલિશ આગ્રહ રાખવો એ સાચે જ દુરાગ્રહ છે. પ્રભુ આપણને આવા દુરાગ્રહથી મુક્ત રાખે એવી આજની પ્રાર્થના સાથે વિરમું છું.

નટવરલાલ હ. ઠાકોર

(પ્રાધ્યાપક) કંપાલા

| | |
|---|---|
| ૬ ઉદ્ઘાટન પ્રવચન | શ્રી જીવણલાલ વિ. માસ્તવાળી |
| ૭ આશીર્વચન | પ. પૂ. સ્વામી શ્રી પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૦૮ જગદ્ગુરુ શંકરાચાર્યજી |
| ૮ સંદેશા વાંચન | શ્રીમતી કૌશિકાબહેન દેસાઈ બી. એ. બી. ટી. |
| ૯ મહેમાનોનાં પ્રવચનો | શ્રી ચંદ્રવદન મહેતા<br>શ્રી પન્નાલાલ પટેલ<br>શ્રી ઈશ્વર પેટલીકર<br>શ્રી પીતાંબર પટેલ |
| ૧૦ રંગોળી હરીફાઈ ઉદ્ઘાટન | શ્રીમતી લલિતાબહેન પટેલ |
| ૧૧ પ્રાસંગિક પ્રવચન | શ્રી ચંદુભાઈ કાળિદાસ પટેલ |
| ૧૨ કાવ્ય વાંચન | શ્રીમતી નિરંજના દેસાઈ બી. એ. (ઑનર્સ) બી. ટી. |
| ૧૩ પ્રમુખશ્રીનું પ્રવચન | શ્રી જ્યોતીન્દ્ર હ. દવે |

તા. ૨૪-૬-૧૯૬૨, રવિવાર સવારે ૯ થી ૧૨

| | |
|---|---|
| ૧ સરસ્વતી સ્તવન | શ્રી નિરંજના દેસાઈ |
| ૨ ગુજરાત મોરી મોરી રે | શ્રી પૂનમચંદ શાહ |
| ૩ ધમીગ્રેશનધારા-પુરાણ (પદ્યમાં) | શ્રી પંડિતરાવ રાવળ |
| ૪ નિબંધ વાચન | શ્રી શિવાભાઈ એચ. પટેલ |
| ૫ મહેમાનોનાં પ્રવચન | શ્રી પુરુષોત્તમભાઈ |
| ૬ "સાહિત્ય અને સાહિત્યકાર" | શ્રી જગન્નાથ બી. ઓઝા (કંપાલા) |
| ૭ "ગુજરાતી કવિતાના અદ્યતન પ્રવાહો"– | શ્રી હસમુખ દેસાઈ, બી. કોમ (કંપાલા) |
| ૮ અન્ય પ્રવચનો | શ્રી નટવરલાલ ઠાકોર ,,<br>શ્રી બળવંત નાયક (મસાકા)<br>શ્રી ભાનુશંકર વ્યાસ ,, |

# જાહેર નિમંત્રણ

"સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી"
પૂર્વ આફ્રિકા પ્રથમ ગુજરાતી સાહિત્ય સંમેલન
જિન્જાને આંગણે

તા. ૨૩ અને ૨૪મી જૂન ૧૯૬૨ના રોજ જિન્જાની ગુજરાતી સાહિત્યસભાના ઉપક્રમે ગુજરાતી સાહિત્યરસિકોનું એક સંમેલન મળશે.

| શનિવાર | સ્થળ | રવિવાર |
|---|---|---|
| તા. ૨૩-૬-૧૯૬૨ | ગવર્મેન્ટ સેકન્ડરી સ્કૂલ, | તા. ૨૪-૬-૧૯૬૨ |
| બપોરના ૩ થી ૬ | નાઇલ ગાર્ડન, જિન્જા. | સવારના ૯ થી ૧૨ |
| | | બપોરના ૨-૪૫થી૬-૩૦ |

| સંમેલનના ઉદ્‌ઘાટનકર્તાઃ– | સ્વાગતાધ્યક્ષાઃ– |
|---|---|
| શ્રી જીવણલાલ વિઠ્ઠલદાસ માધવાણી | શ્રીમતી ભાનુમતી વસનજી કોટેચા |
| રંગોળી હરીફાઈનાં ઉદ્‌ઘાટનકર્ત્રીઃ– | સંમેલન પ્રમુખઃ– |
| શ્રીમતી લલિતાબહેન ચંદુભાઈ પટેલ | શ્રી જ્યોતીન્દ્ર હ. દવે |

### કાર્યક્રમ

તા-૨૩-૬-૧૯૬૨, શનિવારે બપોરે ૩ થી ૬

૧ પ્રાર્થના

૨ જય જય ગરવી ગુજરાત

૩ જિન્જાની ગુજરાતી સાહિત્ય સભાના પ્રમુખશ્રીનું પ્રવચન — શ્રી ટી પી. સૂચક

૪ સ્વાગત પ્રવચન — શ્રીમતી ભાનુમતિ કોટેચા

૫ મંત્રીનું નિવેદન અને ઉદ્‌ઘાટન માટે વિનંતિ — શ્રી હરિપ્રસાદ પૂનમચંદ જોષી

| | |
|---|---|
| ૬ ઉદ્ઘાટન પ્રવચન | શ્રી જીવણલાલ વિ. મશરૂવાળા |
| ૭ આશીર્વચન | પ. પૂ. સ્વામી શ્રી પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૦૮ જગદ્ગુરુ શંકરાચાર્યજી |
| ૮ સંદેશા વાંચન | શ્રીમતી કૌશિકાબહેન કલાર્ક બી. એ. બી. ટી. |
| ૯ મહેમાનોનાં પ્રવચનો | શ્રી ચંદ્રવદન મહેતા<br>શ્રી પન્નાલાલ પટેલ<br>શ્રી ઈશ્વર પેટલીકર<br>શ્રી પીતાંબર પટેલ |
| ૧૦ રંગોળી હરીફાઈ ઉદ્ઘાટન | શ્રીમતી લલિતાબહેન પટેલ |
| ૧૧ પ્રાસંગિક પ્રવચન | શ્રી ચંદુભાઈ કાળિદાસ પટેલ |
| ૧૨ કાવ્ય વાંચન | શ્રીમતી નિરંજના દેસાઈ બી. એ. (ઓનર્સ) બી. ટી. |
| ૧૩ પ્રમુખશ્રીનું પ્રવચન | શ્રી જ્યોતીન્દ્ર હ. દવે |

તા. ૨૪-૬-૧૯૬૨, રવિવાર સવારે ૯ થી ૧૨

| | |
|---|---|
| ૧ સરસ્વતી સ્તવન | શ્રી નિરંજના દેસાઈ |
| ૨ ગુજરાત મોરી મોરી રે | શ્રી પુનમચંદ શાહ |
| ૩ ભગવતીકુમાર શર્મા (પદ્યમાં) | શ્રી પંડિતરાજ રાવલ |
| ૪ નિબંધ વાચન | શ્રી શિવાભાઈ એમ. પટેલ |
| ૫ મહેમાનોનાં પ્રવચન | શ્રી પુરુષોત્તમભાઈ |
| ૬ "સાહિત્ય અને સાહિત્યકાર" | શ્રી જગન્નાથ બી. ઓઝા (કંપાલા) |
| ૭ "ગુજરાતી કવિતાના અર્વાચીન પ્રવાહો" | શ્રી હસમુખ દેસાઈ, બી. કોમ (કંપાલા) |
| ૮ અન્ય પ્રવચનો | શ્રી નટવરલાલ ઠાકર ,,<br>શ્રી બળવંત નાયક (મુંબાસા)<br>શ્રી ભાનુશંકર વ્યાસ ,, |

## વિરામ

બપોરે ૨-૪૫ થી ૬-૩૦

| | |
|---|---|
| ૧ કાવ્ય ગાન | શ્રી પૂનમચંદ શાહ<br>ઠગવો |
| ૨ ગીત | શ્રી રમણીક પટેલ |
| ૩ પ્રવચનો | શ્રી ચંદ્રવદન મહેતા<br>શ્રી પન્નાલાલ પટેલ<br>શ્રી ઈશ્વર પેટલીકર<br>શ્રી પીતાંબર પટેલ |
| ૪ પ્રમુખશ્રીનું પ્રવચન | શ્રી જ્યોતીન્દ્ર હ. દવે |
| ૫ સંભારણુંની સૌરભ | શ્રીમતી નિર્મળાબહેન ભટ્ટ |

રંગોળી હરીફાઈમાં ભાગ લેનાર બહેનોને ઇનામો એનાયત કરવામાં આવશે.

| | |
|---|---|
| ૬ આભારવિધિ | શ્રી હરિપ્રસાદ પૂનમચંદ જોષી |
| ૭ ગીત | શ્રી પૂનમચંદ શાહ |

### જિન્જાની ગુજરાતી સાહિત્ય સભાના શુભેચ્છકો

૧ શ્રી છગનલાલ વિઠ્ઠલદાસ માધવાણી
૨ „ મૂળજીભાઈ માધવાણી કુટુંબ
૩ „ ચંદુભાઈ કાળિદાસ પટેલ, રી. બી. ઈ. ક્યુ. સી.
૪ „ રમણભાઈ ચતુરભાઈ પટેલ, બી. ફાર્મ. (લંડન)
૫ શ્રી ગિરધરલાલ નયવાણી
૬ „ કાળિદાસ ઝીણાભાઈ કોરેચા
૭ „ યુવકસંઘ (કંપાલા)
૮ „ કલા કેન્દ્ર (કંપાલા

## સ્વાગત સમિતિ

૧ શ્રી નિર્મળાબહેન જીવણલાલ માધવાણી
૨ ,, લલીતાબહેન ચંદુભાઈ પટેલ
૩ ,, ચંદ્રકળાબહેન ઓણાલાલ મહેતા
૪ ,, દીપકબહેન સૂચક
૫ ,, કમળાબહેન ચોકસી
૬ ,, સાવિત્રીબહેન ધૂપેલિયા
૭ ,, સુમતિબહેન હર્ષદભાઈ અમીન
૮ શ્રી સુશીલાબહેન ચંદ્રકાન્ત ભટ
૯ શ્રી સ્નેહબહેન રમણલાલ પટેલ. એમ. એ. (મુંબઈ)
૧૦ ,, કુંજલતાબહેન માધવાણી
૧૧ ,, સરયુબહેન દારીઆ
૧૨ ,, દ્વારકાદાસ હેમરાજ નથવાણી
૧૩ ,, રમણભાઈ ખમાર

## રંગોળી હરીફાઈ નિર્ણાયક સમિતિ

૧ શ્રીમતી મદાલસાબહેન સ્વસ્તિક
જી. ડી. પેઈન્ટિંગ, ડી. ટી. સા.
૨ શ્રી ઇન્દુબહેન અસ્થાના ૩ શ્રી નિર્મળાબહેન જીવણલાલ માધવાણી
૪ ,, શ્રીમતીવિદ્યાબહેન ગિરધરલાલ નથવાણી
૫ શ્રી ચતરથ (કંપાલ) ૬ શ્રી કે. જી. કારડે (કંપાલા)

વ્યવસ્થા સમિતિ

## વિરામ

બપોરે ૨-૪૫ થી ૬-૩૦

| | |
|---|---|
| ૧ કાવ્ય ગાન | શ્રી પૂનમચંદ શાહ |
| | ઠરાવો |
| ૨ ગીત | શ્રી રમણીક પટેલ |
| ૩ પ્રવચનો | શ્રી ચંદ્રવદન મહેતા |
| | શ્રી પન્નાલાલ પટેલ |
| | શ્રી ઈશ્વર પેટલીકર |
| | શ્રી પીતાંબર પટેલ |
| ૪ પ્રમુખશ્રીનું પ્રવચન | શ્રી જ્યોતીન્દ્ર હ. દવે |
| ૫ સંભારણાંની સૌરભ | શ્રીમતી નિર્મળાબહેન ભટ્ટ |

રંગોળી હરીફાઈમાં ભાગ લેનાર બહેનોને ઇનામો એનાયત કરવામાં આવશે.

| | |
|---|---|
| ૬ આભારવિધિ | શ્રી હરિપ્રસાદ પૂનમચંદ જોષી |
| ૭ ગીત | શ્રી પૂનમચંદ શાહ |

### જિન્જાની ગુજરાતી સાહિત્ય સભાના શુભેચ્છકો

૧ શ્રી જીવણલાલ વિઠ્ઠલદાસ માધવાણી
૨ " મૂળજીભાઈ માધવાણી કુટુંબ
૩ " ચંદુભાઈ કાળિદાસ પટેલ, સી. બી. ઈ. ક્યુ. સી.
૪ " રમણભાઈ ચતુરભાઈ પટેલ, બી. ફાર્મ. (લંડન)
૫ શ્રી ગિરધરલાલ નયવાણી
૬ " કાળિદાસ ઝીણાભાઈ કોટેચા
૭ " યુવકસંઘ (કંપાલા)
૮ " કલા કેન્દ્ર (કંપાલા

## સ્વાગત સમિતિ

૧ શ્રી નિર્મળાબહેન જીવણલાલ માધવાણી
૨ ,, લલીતાબહેન ચંદુભાઈ પટેલ
૩ ,, ચંદ્રકળાબહેન ઝીણાલાલ મહેતા
૪ ,, દીપકબહેન સૂચક
૫ ,, કમળાબહેન ચોકસી
૬ ,, સાવિત્રીબહેન ધૂપેલિયા
૭ ,, સુમતિબહેન હર્ષદભાઈ અમીન
૮ શ્રી સુશીલાબહેન ચંદ્રકાન્ત ભટ
૯ શ્રી સ્નેહબહેન રમણલાલ પટેલ. એમ. એ. (મુંબઈ)
૧૦ ,, કુંજલતાબહેન માધવાણી
૧૧ ,, સરયુબહેન કારીઆ
૧૨ ,, દ્વારકાદાસ હેમરાજ નથવાણી
૧૩ ,, રમણભાઈ ખમાર

## રંગોળી હરીફાઈ નિર્ણાયક સમિતિ

૧ શ્રીમતી મદાલસાબહેન સ્વસ્તિક
જી ડી. પેઈન્ટિંગ, ડી. ટી. સી.
૨ શ્રી ઈન્દુબહેન અસ્થાના ૩ શ્રી નિર્મળાબહેન જીવણલાલ માધવાણી
૪ ,, શ્રીમતીવિદ્યાબહેન ગિરધરલાલ નથવાણી
૫ શ્રી ચતરથ (કંપાલ) ૬ શ્રી કે. જી. કોરડે (કંપાલા)

## વ્યવસ્થા સમિતિ

૧ શ્રી જગદીશ કુમાર બી. કેમ ૭ શ્રી જયંતીલાલ પટેલ
૨ શ્રી ભાઈલાલભાઈ પટેલ ૮ ,, ભગવાનજી કારીઆ
૪ ,, ઘનશ્યામભાઈ પટેલ ૯ ,, મહેશભાઈ શાહ
૩ ,, નટવરલાલ મહેતા ૧૦ ,, બહાદુરસિંગ
૫ ,, મનુભાઈ પી. પટેલ ૧૧ ,, કૃષ્ણકાન્ત વોરા
૬ ,, જેઠાલાલ જોબનપુત્રા ૧૨ ,, સૂર્યકાન્ત વ્યાસ

## સાહિત્યિક કૃતિઓની નિર્ણાયક સમિતિ

૧ શ્રી હરિપ્રસાદ પૂનમચંદ જોષી ૩ શ્રી નિર્મળાબહેન ભટ્ટ
૨ ,, કૌશિકાબહેન જગદીશ કલાર્ક ૪ ,, ભાનુમતી વસનજી કોરેચા

## પરિષદના મંત્રીઓ

૧ શ્રી હરિપ્રસાદ પૂનમચંદ જોષી ૨ શ્રી કૌશિકાબહેન કલાર્ક

## જિન્જાની ગુજરાતી સાહિત્યસભાના હોદ્દેદારો

૧ શ્રી. ટી. પી. સૂચક (પ્રમુખ) ૧૦ શ્રી, સુમતિબહેન અમીન
૨ ,, નિર્મળાબહેન ભટ્ટ (ઉપપ્રમુખ) ૧૧ ,, જેઠાભાઇ વિસાણી
૩ ,, હરિપ્રસાદ પૂ. જોષી (મંત્રી) ૧૨ ,, જગદીશભાઈ કલાર્ક
૪ ,, કૌશિકાબહેન કલાર્ક (સહમંત્રિણી) ૧૩ ,, ઘનશ્યામભાઈ પટેલ
૫ ,, મૃદુલા ચોકસી (ખજાનચી) ૧૪ ,, ભાઈલાલભાઈ પટેલ
૬ ,, શ્રી. ભાનુમતી વસનજી કોરેચા ૧૫ ,, મનુભાઇ પી. પટેલ
૭ ,, ચંદ્રકલાબહેન મહેતા ૧૬ ,, સરયુબહેન કારીઆ
૮ ,, કમળાબહેન ચોકસી ૧૭ શ્રી શાન્તાબહેન સીસોદીઆ
૯ ,, કુસુમબહેન બો. પટેલ ૧૮ ,, શારદાબહેન જોબનપુત્રા
૧૯ ,, કે. પ્રવીણા કોરેચા

આ સમ્મેલનમાં ગુજરાતી સાહિત્યપ્રદર્શન, રંગોળી હરીફાઇ તેમજ કલારસિક શ્રીમતી સુશીલાબહેન ચંદ્રકાન્ત ભટ્ટનાં ચિત્તાકર્ષક ચિત્રોનું પ્રદર્શન યોજવામાં આવનાર છે.

ગુજરાતીભાષી સર્વ ભાઈબહેનોને હાજર રહેવા ભાવભીનું આમંત્રણ છે.

હરિપ્રસાદ પૂનમચંદ જોષી
સોમવાર. કૌસિકાબહેન કલાર્ક
મંત્રીઓ.
તા. ૧૮-૬-૧૯૬૨. ગુજરાતી સાહિત્ય સભા, જિન્જા.

## સંદેશાઓ અને શુભેચ્છાઓ

Wish conference brilliamt success our people must cultivate swahili along with. Gujerati–

—Kaka Kalelkar.

*

Wish conference every success Gujrati is the bond which binds us all together and we must strengthen it.

—Kanaiyalal Munshl.

*

Wish conference every success.

Bishnuprasad Trivedi.

*

Wish conference success in stimulating Literary cultural studies and activities.

—Umashanker Joshi.

*

પ્રિય ભાઈ શ્રી,

નાદુરસ્ત તબિયતને કારણે જિન્જા ન આવી શક્યો એ બદલ ખેદ થાય છે. પણ તમારી કોન્ફરંસને સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું.

—ધનસુખલાલ મહેતા

*

Dear Mr. Joshi,

I am glad to learn that you are holding a symposium on Gujerathi literature which is be-

ing attended by eminent writers. Growth of literary activity in a society is a sign of health and prosperity of the society and in view of this context the holding of this conference under the auspices of your Gujerati Sahitya Mandal is a matter of great satisfaction to us. The importance of such a conference hightens when we come to think that your country is soon to emerge into independence.

I would normally have liked to attend such a conference because of my interest in literature, but the exigencies of work in Nairobi will prevent my joining you in this useful venture. I however wish to send you my very best wishes for the success of this symposium and should you publish any papers giving the important speeches made on the occasion, I shall be most grateful to have copies for my own benefit and education.

Date
19-6-62

Yours sincerely,
S. Tripithi

Press attachi information service of India.

*

Wishing brightest success and prosperity.

—Rashmi Doshi.

...જત આપની આમંત્રણપત્રિકા મળી. આભાર. અમારી કમિટીએ તમોએ હાલના તબક્કે યોજેલ 'પૂર્વ આફ્રિકાનું ગુજરાતી સાહિત્ય સંમેલનની સફળતા ઇચ્છી છે. અને આશા રાખીએ છીએ કે આ સંમેલન ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડશે.

લિ.

માનદ મંત્રી

શ્રી કંપાલા સેવાદળ

*

સ. નિવેદન જે "ગુજરાતી સાહિત્ય સભા જિન્જા" સાહિત્ય પરિષદ યોજે છે. એ બદલ ખૂબ ખૂબ અભિનંદન ઘટે છે. આફ્રિકાના ધમાલિયા જીવનમાં અને જ્યાં સાહિત્ય પ્રવૃત્તિ નામની જ છે ત્યાં આ "પરિષદ"ની યોજના એ સાહસ ખરેખર અભિનંદનને પાત્ર છે. આ "પરિષદ" ખાસ કરીને પૂર્વ આફ્રિકાના ઊગતા લેખકોને નવી દષ્ટિ, નવી પ્રેરણા અને નવો ઉત્સાહ આપશે એવી મારી અંતઃકરણપૂર્વકની ભાવના છે. "ગુજરાતી સાહિત્ય પરિષદ" મહાગુજરાતના ખ્યાતનામ લેખકોને જિન્જાના આંગણે બોલાવે અને અહીંની જનતા તેનો લાભ મેળવે એ પણ ખૂબજ ગૌરવની વાત છે. અંતમાં આ "સાહિત્ય પરિષદ" એક અમર પરિષદ બની રહે અને દરેક રીતે સફળતા મેળવે એવી અંતઃકરણની ભાવના સિવાય બીજું તો હું શું આપી શકું? અંતમાં ફરી એક વાર આ બદલ ધન્યવાદ

રમણીકલાલ નાનાલાલ મધવાણી.

*

જિન્જાના ગુજરાતી સાહિત્ય મંડળ દ્વારા આયોજિત પૂર્વ આફ્રિકાના ગુજરાતી સાહિત્ય સંમેલનની પરમ મંગલ પ્રવૃત્તિ નિમિત પ્રગટ થયેલી આમંત્રણ પત્રિકા પાઠવવા બદલ મંડળના પ્રમુખ શ્રી તથા આપના અમે ઋણી છીએ.

પૂર્વ આફ્રિકાના રાજકીય ઉત્થાનને અવસરે સમગ્ર પૂર્વ આફ્રિકાને સારુ આ પ્રકારનું અનન્ય સંમેલન યોજાય અને એ નિમિત્તે ભારતથી પધારેલા સાહિત્યના વિશિષ્ટ અધિકારીઓ અહીં વસતી સાહિત્યોન્મુખ પ્રજાને અતિમહાદ્દય રસપાન કરાવે તે કેટલું બધું પુણ્યદાયી કહેવાય !

જિંજાનાં પ્રજાજનો તેમજ અધિકૃત કાર્યકરોના અદમ્ય ઉત્સાહ અને સતત પરિશ્રમના પરિપાકરૂપ આ શુભંકરા પ્રવૃત્તિ માટે આયોજકોને અભિનંદન.

સંમેલનની સર્વતોમુખી સફળતા વાંછીએ છીએ,

લિ. ભાનુશંકર ઓધવજી વ્યાસ

*

આમંત્રણ પત્રિકા મળી હતી. આભાર માનું છું. સંજોગોવશાત્ સંમેલનમાં હાજરી આપવાનું બની શક્યું નહિ હોવાથી દિલગીર છું.

જિન્જાને આંગણે સાહિત્ય સંમેલન મળે છે અને તેમાં સર્વશ્રી જ્યોતીન્દ્ર દવે, ઈશ્વરલાલ દવે, ચન્દ્રવદન મહેતા, અને પટેલ ત્રિપુટી પન્નાલાલ, પીતામ્બર અને પેટલીકર (ત્રણ સાહિત્યક્ષેત્રે "પપ્પા!") જેવાં ગરવી ગૂજરાતનાં ખ્યાતનામ સાહિત્ય રત્નો હાજરી આપે છે. તે પૂર્વ આફ્રિકાને સાહિત્યક્ષેત્રે એક ઐતિહાસિક અપૂર્વ પ્રસંગ લેખાશે. સમગ્ર ગૂજરાતીભાષી જનતાને માટે, અને સવિશેષ સંમેલન માટે આ ગૌરવ લેવા જેવું ગણાય. સંમેલનના યોજકોને ધન્યવાદ ઘટે છે. સંમેલનને હું અંતઃકરણ પૂર્વક શુભેચ્છા અને ઉજ્જવળ સફળતા ચાહું છું.

રણછોડભાઈ દેસાઈ

*

પૂર્વ આફ્રિકાની સર્વપ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ પોતાને

ભરવાનું આંગણે માન ખાટી જવા બદલ જિંજા ધન્યવાદનું અધિકારી છે,
હું આ સાહિત્ય પરિષદને હાર્દિક શુભેચ્છા પાઠવું છું.

વિનયકવિ (મોમ્બાસા)

*

દિલગીર છું કે આપણા યુગાન્ડાની કોન્સ્ટીટ્યુશન કોન્ફરન્સમાં જવાનું થવાથી હું સાહિત્ય સંમેલનમાં ભાગ લઇ શકયો નહિ. હું સાહિત્ય સંમેલનમાં હાજરી ન આપી શકયો તેથી મને અત્યંત ખેદ થાય છે. આપણે આપણા દેશનું જ કામ છે, એમ માની મન વાળવું રહ્યું.

સાહિત્ય સંમેલનના તમારા જેવા ઉત્સાહી અને ગુણગ્રાહી સંચાલકો છે. એટલે તેની સફળતા વિષે મને જરાય શંકા નથી. આટલે દૂર જ્યાં આપણા ભાઇઓ દ્રવ્યોપાર્જનના કામમાં રાત-દિવસ રચ્યાપચ્યા રહે છે, તેવા પ્રદેશમાં તમે સાહિત્યની જે જ્યોત જલતી રાખવા યત્ન કરી રહ્યા છો તેને માટે મારા અનેકાનેક ધન્યવાદ

આપણા લેખક મિત્રો શ્રી પન્નાલાલ, શ્રી પીતામ્બર, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી પેટલીકર વગેરેને હું આશા રાખું છું કે યુગાન્ડામાં મઝા આવશે. યુગાન્ડાના હિન્દીઓની આગતાસ્વાગતા તો અજોડ છે. આથી તેમનાં ભાવ ભીનાં સ્વાગત લેખક મિત્રોને ભીંજવી દેશે તેમાં વળી આનંદી, સૌજન્ય અને સદ્‌ભાવભર્યા શ્રી ઇશ્વરલાલ દવે સાથમાં છે આથી સોનું અને સુગંધ સાથે મળ્યા જેવું બન્યું છે.

આથી સાહિત્યની પ્રવૃત્તિમાં તમને જિન્જાના નાગરિકોનો સહકાર છે તે આનંદની વાત છે. એ જ પ્રમાણે જો પૂર્વ આફ્રિકામાં બધા ધનિક લોકો રસ લે તો માતા ગુર્જરીની પૂજા વધારે પરેલ અને મંગલમયી બને.

અંતમાં પ્રભુને એક જ પ્રાર્થના કરું છું કે આ સંમેલન બીજાં એવાં અનેક સંમેલનનાં પ્રેરક બનો જેથી મા સરસ્વતી અમારા જીવનની જડતા દૂર કરી એ સાહિત્યના સ્વર્ગીય રસમાં આપણાં જીવનને તરબોળ કરી આપણને ઊર્ધ્વગામી ઉજ્જવલ અને ઉત્કૃષ્ટ બનાવે.

લિ. ડાહ્યાભાઈ પટેલ ના
જય સરસ્વતી

※

આજના શુભ દિને આપે અનેક મુસીબતોનો સામનો કરીને પણ પરિષદનું સફળ આયોજન કર્યું છે અને અહીંની જનતાને પ્રખર વિદ્વાનોનાં પ્રવચન સત્સંગનો લાભ અપાવ્યો છે. ખરેખર અમો સહુ વતી આપ ધન્યવાદને યોગ્ય જ છો.

આ શુભ પ્રસંગે હિન્દી મહિલા મંડળની સંસ્થા પણ આપ, તેમજ પરિષદ બંને તરફ ખૂબજ શુભેચ્છાઓ વ્યક્ત કરે છે અને દરેક રીતે પરિષદની સફળતા વાંચ્છે છે. અમો બહેનો તો આશીર્વાદ સિવાય બીજું શું આપી શકીએ તેમ છે? આશા છે કે તમો અમારા અંતરના આશિષ—અમારી શુભાકાંક્ષાઓ સ્વીકારશો.

અમો ઇચ્છીએ છીએ કે ભવિષ્યમાં પણ આમ જનતાને આવી જ મહેનત ઉઠાવીને આવા પ્રસંગો અવારનવાર યોજતા રહેશો.'

લિ. સરયૂ કારીઆ.
મંત્રિણી
હિ. મ. મંડળ. જિન્જા.

તા. ૨૩ અને ૨૪મી જૂન ૧૯૬૨ના રોજ જિન્જાની ગુજરાતી સાહિત્યસભાના ઉપક્રમે પૂર્વ આફ્રિકા પ્રથમ ગુજરાતી સાહિત્ય સંમેલન જિન્જાને આંગણે ભરાયુ તે સમયે સર્વાનુમતે પસાર થયેલા.

# ઠરાવો

ઠરાવ ૧ લો.

તાજેતરમાં જેમના અવસાન થયાં છે તે પ્રસિદ્ધ આજીવન કેળવણીકાર શ્રી નાનાભાઇ ભટ્ટ જાણીતા કેળવણીકાર અને અધ્યાપક સ્વ. રમણિકલાલ યાજ્ઞિક, ગુજરાતમાં ગઝલને લોકપ્રિય કરનાર ગઝલ-સમ્રાટની ઉપાધિ પ્રાપ્ત કરનાર અને શયદાના તખલ્લુસથી જાણીતા શ્રી હરજી લવજી દામાણી અને કાવ્યસાહિત્યમાં મધુર ગીતો અને પ્રાણવાન કાવ્યોનો આસ્વાદ કરાવનાર ઉત્તમ કોટિના કવિ શ્રી પ્રહલાદ પારેખ, પાકિસ્તાનમાં રહી ગુજરાતી સાહિત્ય પ્રવૃત્તિના પ્રવર્તક યુવાન કવિ અને ગઝલકાર સાલિક પોપટીઆ અને જિન્દગીમાં ગહી સાહિત્યોપાસના કરનાર શ્રી ગુલામ હુસેન જીવરાજ ફરહાદના અવસાન પ્રત્યે આ સંમેલન ઊંડી શોકની લાગણી પ્રદર્શિત કરે છે. અને આ સદ્ગત સાહિત્યકારો અને કવિઓની સાહિત્યસેવાની નોંધ લે છે અને પરમકૃપાળુ પ્રભુને પ્રાર્થના કરે છે કે તેમના આત્માને શાંતિ અર્પે.

પ્રમુખ સ્થાનેથી
(શ્રી જ્યોતીન્દ્ર દવે)

ઠરાવ ૨ જો

આ સંમેલન આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે પૂર્વ આફ્રિકામાં વસતાં ગુજરાતી ભાઇબહેનોનું માતૃભાષા ગુજરાતીનું ભાષાજ્ઞાન વિકસે તેમજ સાહિત્યપ્રેમીઓ તથા મિત્ર મંડળોએ ગુજરાતી ભાષા તથા સાહિત્યનું પ્રતિનિધિત્વ ધરાવતી ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા સંચાલત 'આસ્વાદ' સંસ્કાર અને દીક્ષા પરીક્ષાઓ લેવાનું શરૂ કરવું અને તે માટેનાં યોગ્ય સ્થળે કેન્દ્રો સ્થાપવાં.

મૂકનાર. શ્રી ટી. પી. સચક
ટેકો આપનાર શ્રી. હ. પૂ. જોષી

ઠરાવ ૩ જો

ગુજરાતી સાહિત્યનું આ સંમેલન યુગાન્ડા બ્રોડકાસ્ટીંગ સર્વીસે ગુજરાતી ભાષાના કોઇ કાર્યક્રમને સ્થાન આપેલું નથી એની સખેદ નોંધ લે છે. ગુજરાતી ભાષીઓની સંખ્યા સમસ્ત યુગાડામાં ૫૦,૦૦૦ જેટલી છે. તેઓ માટે રેડિયો એ સર્વતઃ સાંસ્કૃતિક સંપર્કનું સાધન છે. સ્વતંત્ર યુગાન્ડામાં ગુજરાતીભાષીઓના સાંસ્કૃતિક વિકાસ ની દષ્ટિએ રેડિયો પરના કાર્યક્રમોનું મહત્ત્વ સવિશેષ છે. આ કાર્યક્રમો યુ. બી. એસ. રજૂ કરે એ માટે વ્યવસ્થિત પ્રયત્નો થાય એ માટે આ સંમેલન નીચેના સભ્યોની સમિતિની રચના કરે છે.

મૂકનારઃ શ્રી હસમુખ દેસાઇ
ટેકો આપનારઃ શ્રી રમેશ પટેલ

(૧) શ્રી જ્યેષ્ઠારામ ભટ્ટ (જિન્જા)
(૨) ,, પંડિતરાવ રાવલ ( ,, )
(૩) ,, જશભાઇ પટેલ (કંપાલા)
(૪) ,, નટવરલાલ ઠાકોર ( ,, )
(૫) ,, કુમારી કાન્તાબહેન દવે (મ્બાલે)

ઠરાવ ૪ થો

પૂર્વ આફ્રિકાની એશિયન પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ગુજરાતી ભાષાને યોગ્ય મહત્ત્વ નથી અપાતું તેની આ સંમેલન ખેદપૂર્વક નોંધ લે છે. ભાવી પેઢી પોતાની માતૃભાષાના યોગ્ય જ્ઞાનથી વંચિત ન રહે તે માટે યોગ્ય કરવા સારુ આ સંમેલન નીચેના સભ્યોની એક સમિતિ રચવાની ભલામણ કરે છે.

મૂકનારઃ શ્રી હ. પૂ. જોષી
ટેકો આપનારઃ શ્રી દ. મો. જોષી
(કંપાલા)

(૧) શ્રી ટી. પી. સચક (૫) શ્રીમતી ભાનુમતી કોટેચા
(૨) ,, ડાહ્યાભાઇ કવિ (૬) ,, નિર્મળાબહેન ભટ્ટ
(૩) ,, હસમુખ દેસાઇ (૭) શ્રી નટવરલાલ ઠાકોર કંપાલા
(૪) ,, રમેશભાઇ પટેલ (૮) શ્રી મધુભાઈ બી ઠાકર (કંપાલા)

ઠરાવ ૫ મો

પૂર્વ આફ્રિકાની ભિન્ન ભિન્ન સંસ્થાઓ પોતપોતાની રીતે સાહિત્યિક સાંસ્કૃતિક અને કલાની પ્રવૃત્તિઓ કરે છે. તે બધાનું સંયોજન થાય તો આની પ્રવૃત્તિઓને વેગ મળે જનતાને પણ બહારના અને સ્થાનિક સાહિત્યકારો અને કલાકારોનો લાભ મળે અને સુવ્યવસ્થિત રીતે આવા કાર્યક્રમો અન્ય સ્થળે પણ યોજી શકાય આજના તબક્કે આ બધી સંસ્થાઓનું સંયોજન થાય અને એક કેન્દ્રીય સંસ્થા રચપાય તે અત્યંત આવશ્યક છે, તેમ આ સંમેલન માને છે. આવી કેન્દ્રીય સંસ્થા વિષે વિચારણા કરવા અને તેનું બંધારણ ઘડી કાઢવા સારુ નીચેના સભ્યોની એક સમિતિ નીમવામાં આવે છે.

મૂકનારઃ શ્રીમતી નિર્મળાબહેન ભટ્ટ
ટેકો આપનારઃ શ્રીમતી ભાનુબહેન કોટેચા

(૧) શ્રી ટી. પી. સચક (જિન્જા) (૭) શ્રી વસંતભાઇ નાયક (નૈરોબી)
(૨) ,, ડાહ્યાભાઈ કવિ (કંપાલા) (૮) ,, રણછોડભાઇ દેસાઇ (મોમ્બાસા)
(૩) ,, ભાનુશંકર વ્યાસ (મસાકા) (૯) ,, ઇન્દુલાલ દવે (દારેસલામ)
(૪) ,, રમણિક પટેલ (મ્બાલે) (૧૦) શ્રીમતી ભાનુબહેન કોટેચા (જિન્જા)
(૫) ,, હસમુખ દેસાઈ (કંપાલા) (૧૧) શ્રી હરિપ્રસાદ પુ. જોષી (,,)
(૬) ,, પ્રીતમ પંડયા (કંપાલા) (૧૨) શ્રીમતી નિર્મળા બહેન ભટ્ટ (,,)

★